# પ્રસ્તાવનાનું ગીત.

ભરતખંડમાં લોકોને હંકાર કરતાં, જો.
કહેછે—"તમારી નાત શી છે ભાઈઓ"?
રે અફસોસની વાત; તમને નહીં માલમ કેમ,
પરમેશ્વરે નહીં સરજ્યાં માણસને એમ.
સઘળાને જાણ થાય કે, નાત તો છે એક,
ને ઊંચી છે માણસ જે પવિત્ર છે છેક.
જો બ્રાહ્મણ, જો શુદ્ર, જો એવા છે કોઈ:
પણ સૌ કરતાં નીચ છે, જે પાપ કરતા હોય.
બીજા લોક કહેછે (જે ખ્રિસ્તી કહેવાય)
કે, પાપ કરવા વગર કોઈથી નહીં રહેવાય.
શું મારા ભાઈઓ ઈશુ ખ્રિસ્ત એવો છે
કે, તારવા આવીને નહીં તારશે તમને?
જ્યારે આવશે મરણ સ્વર્ગમાં રહે સદા;
એવી આશા રાખી સુખી રહેછે બધા.
દેવની ભક્તિ કરોછો, પણ પાપથી નહીં ફરશો
તો, ભક્તિ કરતાં કરતાં નરકમાં પડશો.
કહેછે લોકોને સૈતાન, "મન નહીં થાય સફેદ."
પણ નાશ કરવા માટે કરે નાઉમેદ.
નિષ્કલંક ઈશુ ખ્રિસ્ત જગત્રાતાને જાણો
ને પાપ મૂકીને સાચા દેવને માનો.

# દેશી ભજનો.

## ૧.

દેવે જોઈ પૃથ્વી પાપમાં રે,
તારવા ત્રાતાને મોકલ્યો જો.
યહુદા દેશના તે બેથલેહેમ ગામમાં રે,
માબાપ યુસફ ને મરીયમ જો.
અવતાર ધર્યો છે ગભાણમાં રે,
તેનું નામ ધર્યું છે ઈશુ જો.
વરસ બારનો બાળક તે થયો રે,
ઉપદેશ આપ્યો મંદીર માંહે જો.
સઘળા પંડિત અચરત પામ્યા રે.
જ્ઞાન ક્યાંથી એ બાળકને જો.
સર્વે શુભ સમાચાર સાંભળી રે,
તેના ભગતો જન હરખાય જો.
ફરયો યહુદા આખા દેશમાં રે,
અદભુત કામો તેણે કીધાં જો.
રોગી જનના રોગ મટાડયા રે,
પાપીને આપ્યું મુક્તિદાન જો.
તેતરીસ વરસ જગતમાં રહ્યો રે,
પાપી કાજે લોહી વેહવાડીઉં જો.
ક્રુસ ઉપર પોકાર પાડીઓ રે,
મારા દેવ કેમ મુકી દીધો જો.
ફાટયા મંદીર માહેના પડદા રે,
આખા દેશપર અંધકાર થયો જો.
ધરતી કાંપી ખડકો ફાટયા રે,
મુએલાં ઉઠી શાહેરમાં જાય જો.
જમાદાર સીપાઈઓ ગભરાઈ ગયા રે,
પરાક્રમ જોઈને ઈશુનું જો.
મરણ પામી દટાયો ગોહરમાં રે,
પછી ગયો છે આકાશ જો.
જગતના અંતે પાછો આવશે રે,
પવિત્ર દુતોની ફોજ લઈને જો.
રણસીંગડાના નાદ વગાડસે રે,
મુએલાં ઉઠી સઘળાં આવે જો.
મુક્તિફોજ કહેછે મુક્તિવિના રે,
સ્વર્ગે જતું નથી કોઈ જો.

## ૨.

(મહા કોપ થયો તે કળી કાળમાં જો—
એ રાગે.)

મહા મહિમાએ પ્રભુ ઈશુ આવશે જો,
પવિત્ર દુતોની તે ફોજ સાથે લાવશે
જો. મહા૦ ૧

રણશિંગડાના નાદ ત્યારે વાગશે જો,
સરવે મુઆં તે મુડદાં ઉઠી જાગશે
જો. મહા૦
બકરાં ગેટાંથી ત્યારે જુદાં પાડશે જો,
ત્યારે પાપી લોકો થર થર કાંપશે
જો. મહા૦
ફેરો પાહાડોને પડો પણ નહિ ઢાંપશે જો,
પાપીને પકડીને નરકમાં નાખશે જો.
મહા૦
પાપી હાય હાય કરીને પોકારશે જો,
તે દુઃખમાંથી કદી નહિ કહાડશે જો.
મહા૦
પ્રભુ પોતાના લોકોને બોલાવશે જો,
અનંત સુખનો તે વારસો આપશે જો.
મહા૦
પ્રભુ ઇશુ પર વિશ્વાસ જે રાખશે જો,
તેને આશારે સ્વર્ગનું સુખ આપશે
જો. મહા૦

## ૩.

જુઓ ઇશુ સ્વર્ગી સુખ મુકી દઇને
ખુસીથી સ્થંભ પર ગયો.
પ્રભુ હમે તારી પાછળ ચાલીશું.
જગમાં ઇશુ આવ્યા લીધી ફકીરી,
ગામે ગામ ફરતો હતો.
પ્રભુ થકી દાસ મોટા ના જણાવો
બાનું અમથા ના કાહાડો.





રજા આપો ઘરમાં કુશળતા કરવા.
સાંભળો ઇશુએ શું કહ્યું.
વખત નથી વેહલા આવો ઇશુ કહેછે,
મુડદાં મુડદાં ને દાટે.
ઘર અને જાલ મુકી પાછળ ચાલી
આવો.
કહ્યું પીતરને ઇશુએ
સોગણ આપીસું આ જગત વચમાં
મરણ પછી સુંદર મુકામ.
ઇશુના લોહીથી સુધ થઇને
યુદ્દમાં આગલ આગલ ચાલો.

## ૪.

પ્રથમ ફોજના પ્રભુ ઇશુઃ વિનતી
સુણ જો મારી જી.
આસ ખરી હું તુજપર રાખું;
રાતદીવસ પોકારી જી.
પ્રથમ પાપની માફી આપી; મન
મારૂં તમે લીધું જી.
માટે મોટો ઉપકાર માનું સ્વર્ગી સુખજ
દીધું જી.
માફી પામી દીલ હરખાયું મનડે પ્રેમ
ભરાવો જી.
કટા દુશ્મન શત્રુ સાથે; મુકિત યુદ્દ
ચલાવો જી.
મરણ સુધી ઉભા રાખી; હાલેલુયા
ગવાડો જી.

## ૫

મુક્તિ મુક્તિ શું કરો, મુક્તિ મોહોટું
ધન. મુક્તિ મળી છે.
ઈશુ તારા નામથી મને ઘણો આનંદ
થાય. મુક્તિ મળી છે.
પ્રભુ પાટ પધારો, મારો સ્વર્ગે વાસો
થાય. મુક્તિ મળી છે.
મેઝર ટકર ભલે આવ્યા, મને બતાવ્યાં
મુક્તિ મર્મ. મુક્તિ મળી છે.
રાજ્ય છોડીને આવ્યા, લીધો પવિત્ર
ધર્મ. મુક્તિ મળી છે.
લાલ નેજા ઝાલીયા, ફોજો તૈઆર
થાય. મુક્તિ મળી છે.
રણસીંગડાં વાગસે, કાયમને દરબાર.
મુક્તિ મળી છે.
વીલાયતથી આવ્યા, મુંબાઈ કર્યો
મુકામ. મુક્તિ મળી છે.
બધી પૃથ્વીના માનવી, તમે ભજો
ઈશુનું નામ. મુક્તિ મળી છે.
ઈશુએ દુઃખ વેઠયું, પાપીઓને
કાજ. મુક્તિ મળી છે.
વધસ્થંભે ઈશુ જડાયો, લોહીનો નહીં
પાર. મુક્તિ મળી છે.
ઈશુ તારા લોહીથી; મારાં પાપની
માફી થૈ. મુક્તિ મળી છે.
એવાં કામો અગણીત કીધાં, કીધાં
અદભુત કામ. મુક્તિ મળી છે.



પાપની માફી મુક્તિ, પવિત્ર આત્માનું
દાન. મુક્તિ મળી છે.
ઈશુ તારા લોહીથી મારાં પાપ પરલે
જાય. મુક્તિ મળી છે.
પ્રથમ ચમત્કાર કીધો, કાના ગામના
માંહે. મુક્તિ મળી છે.
બેહેરા, મુંગા, પાંગળાં, ગરીબોનો
આધાર. મુક્તિ મળી છે.
જેને મળી મુક્તિ, તેને મળે આકાશનું
રાજ્ય. મુક્તિ મળી છે.
ધંન ધંન પ્રભુ, ધંન ધંન ઈશુ, ધંન ધંન
તારૂં નામ. મુક્તિ મળી છે.

## ૬

## મુક્તિફોજનું આવવું.

આવી છે આવી છે મુક્તિફોજ જો,
જીતીને લેવા રે ગુજરાત દેશને;
હતા હતા મુક્તિના અજાણ જો:
સુધારનાર ભક્તોને તેણે મોકલ્યા.
જાગો જાગો સઘળા પાપી જન જો:
ઈશુના લોહીથી મુક્તિ થાય છે;
મુક્તિ પામી મુકી દીધા દેશ જો;
ઈરાની બંગાલી ને ગુજરાતના.
આવ્યા આવ્યા દુર દેશથી લોક જો;
લંડનથી આવ્યા રે હિંદુસ્તાનમાં;
વેઠે છે સઘળા સંકટ ને દુખ જો;
વધામણી લાવ્યા રે, હિંદુસ્તાનમાં.

એ વધામણી સુણો સઘળા લોક જો,
પાપીને તારવાને ઈશુ આવ્યો.
જે જન આવે ત્રાતા ઈશુ પાસ જો,
મુક્તિ તે આપે છે દરેક જાતને.
ભાઈઓ બેનો સાંભળો સઘળા લોક
 જો,
મુક્તિના વિનારે સ્વર્ગ નહીં મળે.
પોકારીને કહે છે મુક્તિ ફોજ જો,
મુક્તિના દિવસ રે વિતી જાય છે.

## ૭.

આવો ભાઈઓ આવો બેનો, મુક્તિ
 ફોજમાં મલવાને.
અંગરેજી દાવાદળ આવ્યું, ફકીર
 થઈને ફરવાને.
તી તી કરતાં તાણી લેશે, સેતાન સાથે
 લડવાને.
ઝન્ડા ઝાલી ઢોલ વગાડી કબુલ થઆ
 છે મરવાને.
સૈન સુડીઆ વગર કુડીઆ એવી
 ફોજો કરવાને.
ભાંગ તમાકુ અફીણ દારૂ, પકડે છે
 મુકાવાને.
ઈશુએ અવતાર ધર્યો છે, પાપી કાજે
 મરવાને.
પાપ તમારાં પલમાં લેશે, કબુલ કરોને
 ફરવાને.





તે તમ તે તમ ચાલ્યા આવો, હરખ
 ઘણો હરખાવાને.
દાઉદ સરખા નાગી ઊઠયા, ધન કહો
 એ ભક્તીને,
ચુ ચુ કરતાં ચુઈ જશો ને કાહેર થસો
 મરવાને.
પુનર જનમ તો પામી લેવો ને સાથે
 થાવો લડવાને.
છી છી કરતાં છેકના છૂટો પરો
 થાવો અંધારીને.
આગળ તેતો પાછળ થસે પ્રભુ કહે
 પોકારીને.

## ૮

ક્યું મન ભુલા હૈ યહ સંસારા,
મન મત દે ટુક કરલે ગુજારા.
ઈસ જગમે સુખ નીત નહી ભાઈ;
યહતો હૈ જૈસે પાનીકી ધારા.
માતપિતા ઓર બેશ કુટુંબ સબ,
સંગ નહી કોઈ જાવન હારા.
અંત સમય સબ દેખન આઈ હૈ,
છન ભરમે સબ વાહ હૈ ન્યારા.
જો કુછ અંગમે હોગા તુમારા,
વોહભી સબ મીલલે ઉતારા.
નર્ક આગિમે જબ તુમ પડે હો,
તબ નહી કોઈ બચાવન હારા.
ભાઈ મુકતકી ખોજ કરો તુમ,
ઈશુમસીહ પ્રભુ તારણ હારા.

આસી તો પ્રભુ દાશ તુમ્હારા,
તુમ બીન નાહી કોઇ હમારા.

## ૯.

કરતા હું તું જસે ઇલિતીજા
ઇશુમસીહ ફરયાદ સુણ,
કુરબાન તેરે નામકે,
ઇશુમસીહ ફરયાદ સુણ.
તેરે સીવાય ઔર કોણ હૈ, બખશેગા
જો મેરી ગુનાહ.
માફ કર મેરી ખતા, ઇશુમસીહ
ફરયાદ સુણ.
દર્દ મેરી દુર કર, હરગેજ નહો મુજસે
ખફા;
મુશકેલ મેરી આસાન કર, ઇશુમ-
સીહ ફરયાદ સુણ.
થરથરાતા હું ગોનાહો બીચમે અપને
સદા,
તું કર ફજલ આસી ઉપર, ઇશુ-
મસીહ ફરયાદ સુણ.

## ૧૦.

મસી તું મેરા પ્યારા હૈ, તું મેરા દીલકા
નુર;
તું મેરાહી કફારા હૈ, એ મેરે દીલ
મંજુર.



જબ મૈ શૈતાનકે બંદમે થા, ગુના સે-
થામા મુર;
વોહ હાલત તુને દેખરાકા, એ મેરા
દીલ મંજુર.
મૈ જખમી ઘાયલ થા લાચાર, ઔર
મરતાભી જરૂર;
પણ તું થયા મેરા મદદગાર, એ મેરા
દીલ મંજુર.
જબ સબોને છોડ દીયાથા, જબ
સબ હોયા દુર;
તબ તુને ગોદમે લીયાથા, એ મેરા
દીલ મંજુર.
પસ અબ મસીહ મૈ તેરા હું, મૈ તેરા હું
જરૂર;
કાશ તેરે પાસ મૈ જલદ આઉં, એ
મેરા દીલ મંજુર.

## ૧૧.

મરીયમ કબરની પાસે,
મારા પ્રભુને ક્યાં તેં મુક્યો છે.

ટેક—માલી દાદા રે માલી દાદા.

ક્રુર માણસોએ તેને માર્યો છે,
ત્યાં કબરમાં તેને મુક્યો છે;
કાલ સાબાથ આવ્યો નહી થાય
થાય.

જોવાં ગયાં કબરમાં જોવાં,
ઉજળાં વસ્ત્ર ને દુત હતો તેવાં
પ્રિય મારો તારનાર લેવાયો કયારે,
. કયારે ?
સુંદર ગૌરવ મુકીને આવ્યો,
ઉંચો હતો તે ઘણો નીચો થયો,
જીવ અર્પયો માણસ તારવાને વાને.
મુવા પછી ઊઠ્યો છે આજ,
આજ કરૂના કંઈ કામ કાજ,
કદી મળે મારો મહારાજ રાજ.
તેલ સુગંધ આણ્યું છે ભાઈ,
હવે કોણને મળવાને જાઉં ?
કેહે હવે મને કોની પાસે જાઉં જાઉં.
આહા સારા બોલ બધા કેહેવા
કોણ તારશે કોણ પાછા પાડશે ?
ડોળામાં દુખતાં સુધી રડું રડું રડું.
માલી બોલ્યો "કેમ રડેછે બાઈ
કોને સોધેછે ઘણું ધાઈ ધાઈ ?"
મરીયમ કહેછે કે "હું કરૂં ગત કઈ કઈ"
ત્યારે માળી બોલ્યો "અરે મરીયમ."
મરીયમ ઓળખ્યા વિના જાણે ગુરૂ મળીયા.
ભેટ થતાંજ કહ્યું મરીયમ, મરીયમ.
પ્રભુએ આગ્રહથી પ્રીતી ભાવ જોયો
દેહી છતાં કેમ મળાય
એમ શોધતાં મન મારામાં રહી રહી.





## ૧૨.

## ફારૂન રાજા.

લાકડીનો સાપ કીધો પુછડી પકડ,
છોડ મારા લોકને કે થાય ધડા ધડ.
ટેક { ફારૂન રાજા રે ફારૂન રાજા,
આપ હાથે હઠીલો ફારૂન રાજા.
પેહેલાં આવ્યાં દેડકાં, કરે કુદાંકુદ;
છોડ મારા લોકને કે થાય છુંદા છુંદ.
પછી આવી માંખ્યો, કરે ભમા ભમ;
છોડ મારા લોકને કે થાય ધમા ધમ.
પછી આવી જુએો, ને કરે કઈડા કઈડ;
છોડ મારા લોકને કે થાય ધડા ધડ.
પેહેલું આવ્યું રગત, પછી આવી મરકી,
છોડ મારા લોકને કે થાય નાહારા નારા.
રસ્તે જતાં રથ ભાગ્યો, થયું તુટાતુટ,
છોડ મારા લોકને કે થાય ડુબાડુબ.

## ૧૩.

ધન્ય ધન્ય રે ઇશુ નામ તમારૂં કામ પ્રભાતે વખાણું,
આ મુક્તી કેરૂં દાન જગતમાં આણ્યું.
તને પેહેરાવ્યા કાળા કોટ, માથે ધર્યો ટોપ, ઉપર જઈ થુંક્યા;
ધન ઇશુ તારૂં નામ તોયના ચુક્યા.

એવાં અદ્‌ભુત કીધાં કામ પ્રભાતે
દેશ વખાણ્યું,
આવ્યા તારા લોક કરવા તારૂં કામ દેશે
દેશ ફરશે,
તારી મુક્તીની સુવાર્તા ઘેરે ઘેર કહેશે.
તેમણે ભગવા પહેર્યા વેશ, મુકી દીધા
દેશ, ફકીરી લીધી;
તારી ભક્તોને સારૂ મુક્તી લીધી.
તેમણે ઝાલી ધજાઓ, લીધી ખંજ-
રી, સાથે પડઘમ વાગે;
ધન્ય ઇશુ તારૂં નામ ગગનમાં ગાજે.
કાઢેછે ફોજ મારેછે લોક બીંગલ સાથે
વાગે,
એ ઉંઘેલા લોક પાપીઓને જગાડે.
તારી મુક્તી દેશમાં પ્રગટ કીધી નામ
ઘણું ફેલાયું,
ધન્ય ધન્ય રે ઇશુ નામ જગતમાં
આવ્યું.
પ્રભુ ઇશુ અંતે હાજરી લેશે ત્યાં ઉત્તર
શા દેશો,
આ મુક્તી કેરો લાભ આવ્યો ના
ખોશો.

## ૧૪.

ઇશુ મસીહા મેરા પ્રાણ બચાયા.
જો પાપી ઇશુ કને આવે,



ઇશુ હે ઉસકી મુક્તિ કરાયા.
ઇશુ મસીહ કી મે એ બલી બલી
જાવું.
ઇશુ હૈ મેરા તારણ કરાયા.
ઘેરલિા નદીયા નાવો પુરાની,
ઇશુ હે મેરા પાર કરાયા.
દીનાનાથ અનાથ કે બંધુ,
તુમહી હો પ્રભુ પાપ હરાયા.
આસીકો અપને સરણમે રખીઓ,
અંત સમય મેરી લીજે ખબરાયા.

## ૧૫.

ગાંસડી ચડાવી વેઠની રે કેમ નાંખી
દેવાય.
સંતે કરીછે મને વેઠની રે કેમ નાંખી
દેવાય.
ગાંસડી ચડાવી વેઠની રે કેમ નાંખી
દેવાય.
જબરા ધણીની ગાંસડી રે કેમ નાંખી
દેવાય.
ગાંસડી ચડાવી વેઠની રે કેમ નાંખી
દેવાય.
નબળા ધણીની ગાંસડી હોય તો નાં-
ખી દેવાય.
ગાંસડી ચડાવી વેઠની રે કેમ નાંખી
દેવાય.

આકાશનો મુગટ પામવો રે કેમ નાંખી
દેવાય.
ગાંસડી ચડાવી વેઠની રે કેમ નાંખી
દેવાય.
આકાશનો વાર્ષી પામવો રે કેમ નાંખી
દેવાય.

## ૧૬.

પ્રભુ મને મુક્તી માર્ગમાં નિત્ય ચલાવો,
ઈશુ મરણ સુધી તારી પાછળ આ-
લીશ હું.
કેટલો દુઃખી હતો હું મુક્તી પામ્યા
આગાઊ,
જગતની કંઈ શાંતી મને સંતોસ ના
આપે.
પાપીઓને કાજે ઈશુ ન્યાય મુઓછે.
ઈશુ તારા લોહીથી મને સુધતા
મળીછે.
દેશ જોયા વેશ પહેર્યા રહ્યો સધ-
ળામાં;
સુખ ભોગ કીધો, સઘળા લોકો સાથે
મઝામાં.
ટીલાં કર્યાં ટપકાં કર્યાં, બદલ્યો બધો
વેશ;
મુક્તી વિના બાવરો ફરું, સુખ ના
મળ્યું લેશ.





નારી પેણ્યો કુટુંબ થયું, છોકરાંનો
નહીં પાર;
સેતાને નાંખીછે એક મહોટી મોહ-
જાળ.
ઝાડ ગયો પહાડ ગયો, માન્યા બધા
દેવ;
કોઈએ ના મન બદલ્યું ને કાઢી ભું-
ડી ટેવ.
બીડી પીધી ચલમ પીધી ગડાકુનો
હુકો,
ચુનાથી ચોપડીને ખાધો તમાકુનો
ભુકો.
અફીણ પીધું ગાંજો પીધો ભાંગનો
લીધો લોટો,
તાડી પીને દારૂ પીને, રસ્તામાં થયો
ગોટો.

## ૧૭.

પ્રભુનો મારગ છે સુરાનો ને નહીં
કાયરનાં કામ જોને.
પરથમ પહેલાં મસ્તક નામીને વળતી
લેવું નામ જોને.
સુર સાગરમાં મોતી લેવા કેમહી પડ્યા
મર જેવા જોને.
પારે ઉભા જુવે તમાસા તે કોડી નહીં
પામે જોને.

મહી પડયાંતે મહા સુખ માણેને
દેખનારા દાઝે જોને.
પાણી કેરાછે પરપોટા કે ફુલ્યા ફુટી
જાય જોને.

## ૧૮.

વેહેલા વેહેલા વેહેલા પ્રભુજી,
મારે મંદરીએ આવજો રે,
મનડાં કેરાં મંદીર બનાવું,
ફદીઆમાં રેહેજો રે.
તને મને ધન પ્રભુજી,
સૌ સાંપુછું તમને રે.
પવિત્ર આત્માથી ભરપુર કરો,
આશીરવાદ આપો રે.
આકાશ કેરો મહિમા મુકી,
પરથવી પર આવ્યો રે.
કાંટારે કેરો મુગટ સહીને,
પથરનો માર ખાધો રે.
વધસ્તંભ પર લોહી વેવડાવ્યું,
પાપીઓને કાજે રે.
તારા લોહીથી સુધ થઈને,
મુક્તી માર્ગમાં ચાલું રે,
સેતાન શત્રુ જોર કરે છે,
નરકમાં લઈ જાવા રે.
સતની તલવાર મને આપો,
સેતાન સાથે લડવાને,
લડતાં મરણ પામીને,
સ્વર્ગી મુગટ લઈશું રે,



## ૧૯.

ઈશુનો હું છું સિપાઈ, તેના લોહીમાં
છું સુધ.
કરોધ લોભ મોહને હું ત્યાગીને; સૈ-
તાન સાથે કરીશ યુદ્ધ.
હમણાં માગીથી ચાહુંછું, મોટું દાન
આકાશી બાપ.
તારાં વચનો પરમાણે, મને બલ ને
આત્મા આપ.
સુદ્ધ છો તમે એમ ઈશુએ, કહ્યું પણ
હું જાણું છું;
કે તમારી પાસે આત્મા, બલ આ-
કાશમાંથી મોકલું.
કેવલ પાણીનું બાપ્તિસ્મા આપ્યું હતું
યોહાને;
અરપણ થાઓ ધીરજ રાખો, તમને
અગ્નીનું મળશે.
નાશમાં બધા લોક જાએછે, તેઓને
બચાવશો એમ.
વગર અગ્નીનું બાપ્તિસ્મા, સૈતાન
નાહાસી જશે કેમ.
પ્રાર્થના કરતાં ધીરજ રાખતાં, શિષ્યો
દશ દિવસ હતા;
તેના ઊપર મોટું વાયુ, જીભ પ્રકાશીત
સુધ આત્મા.

દાન આત્માનું તેઓ પામ્યા, એકઠા
થયા પાપી લોક;
ત્રણ હજારે મુક્તી લીધી, પાપને લીધે
કરતા શોક.
સોશ્રે મારે લીધે વાયદો, જીવતો પા-
મીશ શુધ આત્મા.
ભાગી જશે કેમ તે વચન, દાન આ-
કાશી દે બાપ.
હે આત્મા તને પામુંછુ, તારા પગે
લાગીને;
જે જે જે હે બાપનો વાયદો, બલ
આકાશી જે તને.
મારી આસપાસ તુફાન થાએ, શુધ
આત્મા છે મારી સાથે;
હુલડ કરે તોપણ સૈતાન, મને મળ્યું
બાપનું દાન.

## ૨૦.

પરભુ પોતે જેના પખમાં, વેરીથી શું
થાસે રે,
પથર ફેંકે પાપીઓતો, ફુલ થઈ વેરા-
સે રે.
સાદ્રાક મીસાક અબેનીગો, અગ્નીમાં
હોમાયારે.
સાત ઘણી ભઠ્ઠી સળગાવી, તેમાં કેમ
કઠાશે રે.



વળી સૈતાને હરખ ઘણો રે, હમણાં
બળી જાશેરે,
ગોલીઆથ સરખા મહાબળીઆ તો
આપ બળે શું લડશેરે.
શીર છેદન તો દાઊદે કીધું, માંસ પ-
ક્ષીએ ખાધુંરે;
ડગમગ ખાલાં સીદ કરોછો, ધાર્યું
ધણીનું થાશેરે.
કાળાતો વળી કેશબનાવ્યા, ધોળા
કોણથી થાશેરે.
ચી ચી કરતી ચલીઓ બનાવી, ઊડી
ફરે આકાશેરે.
સતરૂ તેના અનેક ફરેછે, હુકમ વગર
કેમ મરાસેરે.
ગુરૂ અગ્નીની તોપ ચલાવો, વેરી વશ થૈ
જાસેરે.
લાખો માણસ પાપથી ફરી, વહેલા
મુક્તી પામસેરે.
ભરત ખંડમાં ભારે મહીમા, ઇશુનો
દેખાસેરે.

## ૨૧.

ઇશુ આવ્યારે પરથવી ઊપર પાપ
મુકાવવા.
પાપ મુકોરે જગતના લોક સેતાનથી
છુટા ફરો.

મારી પામોરે પ્રભુ ઈશુનીપાસે પરમ
સુખ થાશે.
આનંદ કરજો રે મુક્તી ફોજોની માંય
ઈશુમાં હરખાવ ઘણા.
લોહી વેહેવડાવ્યાં વધસ્તંભ ઊપર
પાપીને તારવા.
આવો આવોરે ભાઈઓ ને બેનો પ-
સ્તાવો કરવા.

## ૨૨.

(મહા કોપ થયો તે કળી કાળમાં જો.
એ રાગે.)
યહુદા દેશ તણી તે શોભા ઘણી જો,
અવતાર લીધો તાંહાં તો જગનો
ઘણી જો.
યહુદા દેશના તે બેથલેહેમ ગામમાં જો,
અવતાર લીધો હતો તે ગભાણમાં જો,
યહુદા૦
દેવ દુતોમાં તે આનંદ થાય છે જો,
પૃથ્વીમાં તે ખબર અપાય છે જો.
યહુદા૦
નવો તારો દેખીને જાય છે જો.
પ્રભુ ત્રાતાને મળવા ધાય છે જો,
યહુદા૦
તારો થંભ્યો તે ઘરમાં જઈને જો.
કીધી પૂજા અગર ધુપ દઈને જો.
યહુદા૦



ચેતી સ્વપ્નમાં તાંહાંથી પાછા ફર્યા જો,
આવ્યા મારગે હવે તો કારજ સર્યાં
જો. યહુદા૦
કહે વિશ્વાસી સત મારગે ચાલતાં જો
નવ લાજો તો લોક દેખી ભાળતાં જો.
યહુદા૦
ગબ્બાંવલી.

## ૨૩.

(બાલમ રે માનીતીને મોલે. એ રાગે.)
આવો રે ઈશુની પાસે, ઈશુની પાસે,
પરમ સુખ થાશે. આવો રે ઈશુની
પાસે.
ઈશુએ પ્રાયશ્ચિત્ત કીધું. બળીદાન
દીધું. આવો રે૦
ઈશુએ જગત પોતે કીધો, જગત પોતે
કીધો ;
બદલો ભરી દીધો. આવો રે ઈશુની
પાસે. ઈશુની પાસે.
ઈશુએ રગત વહેવડાવ્યું, રગત વહે-
વડાવ્યું:
સઉને કામ આવ્યું. આવો રે ઈશુની
પાસે. ઈશુની પાસે.
ઈશુના રક્તમાં નાવું. રક્તમાં નાવું;
પરમ શુદ્ધ થાવું. આવો રે ઈશુની
પાસે. ઈશુની પાસે.

ઇશુ છે જગતનો ત્રાતા, જગતનો
ત્રાતા;
મુક્તિનો દાતા. આવો રે ઇશુની પાસે
ઇશુની પાસે.
ઇશુ છે જગતનો સ્વામી, જગતનો
સ્વામી.
રહું શીર નામી. આવો રે ઇશુની પાસે
ઇશુની પાસે.
ઇશુ પર વિશ્વાસ હું રાખું, વિશ્વાસ હું
રાખું;
પરમસુખ ચાખું. આવો રે ઇશુની
પાસે.
ઇશુ રે સેવક કર જોડે, સેવક કર જોડે;
સેવક કર જોડે બંધન તું તોડે. આવો
રે ઇશુની૦

ગર્બાવલી.

## ૨૪.

પ્રેમ ફરે નહીં ઇશુનો, નહિ તે કરમાશે.
જો પણ ફૂલતણી શોભા બહુ આજ
જણાશે.
તોપણ જાતાંમાં, કાલે કરમી સહુ જાશે;
થોડી વાર પછી, જુઓ, તેનો ક્ષય
થાશે. પણ પ્રેમ૦
જોબન કાળ ઘણો દીપે તાજા બળ
સાથે,





સર્વે પ્રસંગે હર્ષ કરે, નહિલે દુઃખ
માથે,
થોડા વર્ષ પછી બદલે, ગોથાં બહુ
ખાતે; પણ પ્રેમ૦
રાત્રિ વિષે તો ચંદ્રતણી શોભા બહુ
ભાસે,
પૂનેમ સુધી તો વધતાં, શુભ જ્યોતિ
પ્રકાશે;
તો પણ તાંથી નિત્ય ઘટી તેનો ક્ષય
થાશે; પણ પ્રેમ૦
દીપે સૂર્ય ઘણો ઉગતાં, ચળકે શુભ
કાંતિ,
મધ્ય લગી જાશે ચડતો; નમશે ગતિ
તાંથી.
તેનો વૈભવ લોપ થશે, તો અસ્ત
થતાંથી. પણ પ્રેમ૦
મોટા સીંધુતણી ભરતી, તે કેમ ભરે છે!
ચાલી તે ધમકાર થકી, બહુ જોર કરે છે;
તોય પછી, તાં ઓટ થતે, જલ પાછ
ફરે છે; પણ પ્રેમ૦
સાંજે તો અતિ નમ્ર હવા મીઠી બહુ
વાએ.
જીવ, જનાવર, માનવને તેથી સુખ
થાએ;
તોય વિકાર થયે તેમાં તોફાન જણાએ;
પણ પ્રેમ૦

મિત્રોની અતિ પ્રીતિ ખરી હોશે બહુ
વાલાં,
તોયકદાચ અદૃષ્ટ થશે, દીસે મનઠાલાં;
સ્નેહ તજી, રાખી શીએ મોડાં વિક-
રાલાં; પણ પ્રેમ૦
મૃષ્ટિ વિકારે ફૂલ ખરે, ને જોબન
જાશે,
ચંદ્ર ઘટે શુભ સૂર્ય નમે, ને સિંધુ
ફરાશે,
મીઠા વાની આંચી થશે. મિત્રો બદ-
લાશે. પણ પ્રેમ૦

## ૨૫.

સુણો એ જાન મન, તુમકો,
યહાં સે કુચ્છ કરના હૈ;
રહો તુમ યાદ હક મેં, જબ
તલક યહાં અબદાના હૈ.
૧. અરે ગાફીલ તુ ક્યું ભૂલ્યા હૈ.
ઈસ દુનિઆકી લાલચમેં,
રખો કુચ્છ ઔફ ભી હક્કા અગર
જનતકો જાના હૈ.
૨. કરો ટુક ગૌરા તમ દીલમેં કહા
ખ્યા ખ્યા તમે ઊસને ?
કયાથા હુકમ જો હકને ઉસે તુમ
નેન માના હૈ.
૩. પડે સોતી હો ગફલતમેં, જરા ટુક
આંખોકો ખોલો,
હુઈ હૈ સામ, ઉઠ બેઠો, મુસાફર
ઘરકો જાના હૈ.
૪. ન દૌલત કામ આવેગી, ન ઈસ
દુનિઆસે કુચ્છ હાસીલ:
અગર તુમ સોચ્છ કર દેખો, એ
સબ કુચ્છ છોડ જાના હૈ.
૫. જો મલકુલ મોત આવેગી તમહે
ઈસ જાસે લેનેકુ,
બહાના ક્યા કરોગે તુમ? વો તમસે
ભી સીઆના હૈ.
૬. ખુદા જબ તુજસે પુછેગા, તુ ક્યા
લાયા ઉસ આલમસે,
દીયા થા ઉમર ઔર દોલત, તુ
ક્યા તુફા કમાયા હૈ?
૭. અગર ગાફીલ રહે હકસે, તમે
દોઝકમેં દાલેગા,
રહે હો યાદમેં હક્કી, તો ઝનત
ઘર તમારા હૈ.
૮. હૈયત આબદી અગર ચાહો,
તોક ઈશુ મસૈસે તુ:
વહી શાફી હૈ ઊમતકા કી
જીસકા નામ ઈશુ હૈ.
૯. સલીબ ઉપર ઉસે રખ કર,
કયા હૈ કતલ જાલમને:
ઉસે મત ભૂલ, એ આસી,
વહી તેરા ઠીકાના હૈ.

# મુક્તિનાં ગીતો.

## કે દરેક માણસ તરત મુક્તિ પામે.
## "હમણાજ મુક્તિનો દિવસ છે."

### ૨૬.

*There is a Fountain filled with blood.*

૧. એક ઝરામાં ભરેલું રક્ત,
તે ખ્રીસ્તથીવહ્યો છે.
જે પાપી નાહ્યો છે તે વખ્ત
તે ધોળો થયો છે.

ટેક—હું જાણું છું, હું જાણું છું
ઈશુ મારે લીધે
વધસ્તંભ પર લોહી વહેવડાવ્યું
પાપથી છોડાવવાને

૨. મરતો ચોર એને જોઈને
થયો ત્રાતાનો મિત્ર;
ને એમાં હું પણ ધોઈને
કરાયો છું પવિત્ર.

૩. હે પ્રિય ત્રાતા તારૂં રક્ત
ન ઓસે શક્તિને,
જહાં સુધી કે સર્વ ભક્ત
પ્રાપ્ત કરે મુક્તિને.

૪. વીસવાસથી હું જોઉં છું ધાર,
જે તારા દિલથી વહી;
એ માટે તારી પ્રિત અપાર
મને આનંદીક રહી;

૫. આકાશમાં ગાઈશ સુંદર ગાન
ને નમીશ તારે પાય.
જ્યારે આ બોબડી જબાન
કબરમાં છાની થાય.

### ૨૭.

૧. બુદ્ધિ શીખો એ નાદાનો,
વિલંબ તમે કેમ કરો?
આજનો સમય મુલ્યવાન ગણો,
કાલનો વાયદો ન રાખો.

૨. કરો પાપીઓ પસ્તાવો,
કરો આજ જે જીવતા છો,
મોત છે પાસે નિશ્ચે જાણો,
કાલનો વાયદો ન રાખો.

૩. આજ તો છે તમારા શ્વાશા,
આજ ઈશુની ગમ કરો.
જ્યાં લગ શ્વાશા ત્યાં લગ આસા
કાલનો વાયદો ન રાખો.

### ૨૮.

*Sinners turn; why will ye die?*

૧. પાપી ફરો, મરશો કેમ?
દેવસર્જક પુછે છે એમ;

તેણે રચ્યું સહુનું તન;
શુન્યથી સૃજવું સહુનું મન;
તેને દયા આવે છે;
તેજ તમને મનાવે છે;
કે કૃતઘ્ન માણસ કેમ,
વૃથા કરશો તેનો પ્રેમ?
૨. પાપી ફરો, મરશો કેમ?
દેવ તાતા પુછે છે એમ;
તેણે જીવો આપ્યા છે;
તેના વર્ગો સ્થાપ્યા છે;
શું નકારશો તેની પ્રીત?
પાપને શું વલગશો નિત?
કેમ રે, અબલ પાપી કેમ,
અફલ કરશો તેનો પ્રેમ?
૩. દેવ આત્મા પુછે છે એમ;
તેણે તારા આયુષ્ય ભર;
આગ્રહ કર્યો તારા પર;
શું નકારશો તેને છેક?
કરશો નહીં નકી વિવેક?
રે શોધેલા પાપી કેમ,
દેવને તજી મરશો એમ?

## ૨૯.

૧. માણસ ધુલ છે ઘાસનું ફુલ છે,
જલદી તે કરમાય છે,
આજ તે આવે કાલ તે જાય,
ફુલના જેવો મરે છે.

મુક્તિ

૨. જો અમીરને, જો ફકીરને,
બેઉને મરણ લેઈ જશે,
જબરા, નબલા જે જે હોય,
બેઉને પાડી દેશે તે.
૩. જાગો જાગો ઓ પાપીઓ.
નરકથી બીશો નહીં શું?
પાપ છોડીને ખ્રીસ્ત પાસ આવો,
માફી પામી સકોછો,
૪. હાલેલુયા, હાલેલુયા,
મને મુક્તિ મલી છે,
પાપી ધુલ છે ઘાસનું ફુલ છે,
અનંતજીવન મારૂં છે.

## ૩૦.

*I heard of a Saviour.*

### વેહલા આવજો!

૧. મુક્તિ દાતા ઈશુની મેં પ્રિત સાંભલી.
જેણે મારે લીધે આપ્યો પ્રાણ,
મુગટ કાંટાનો વાગ્યો તેના માથામાં,
કે આપે મને મુક્તિનું દાન.
ટેક. મને! મને!
કે આપે મને મુક્તિનું દાન,
મુગટ કાંટાનો વાગ્યો તેના માથામાં,
કે આપે મને મુક્તિનું દાન.

૨. પાપીઓને લીધે રડયો તે વાર-
વાર,
કહીને તમે કેમ ન માનતા,
મારી પાંખ તલે હું કરત તમને
ભેગા,
તમને આપત હું મુક્તિનું દાન.
૩. મારૂં મન કઠણ હતું પણ ભાંગી
ગયું,
જોઈને પ્રિત એવી અપાર.
તેની પાસે મેં આવીને માંગી
માફી,
ને ઉતારયો તેણે પાપનો ભાર.
૪. દરેક જાતના પાપીને બચાવસે
ઈશુ,
ને તને શું તે કાહાડી મુકશે ?
કૃપાથી આજ સુધી જો તો તે
વાટ તારી,
વેહલા આવજો ઈશુની પાસે.
(ટેક) આવજો ! આવજો !
વેહલા આવજો ઈશુની પાસે,
કૃપાથી આજ સુધી જોતો તે
વાત તારી.
વેહલા આવજો ઈશુની પાસે.

## ૩૧,

*We're travelling home to heaven above.*

૧. આકાશી દેશમાં ચાલું છું—
આવશો શું ?



મુક્તિ

પ્રિય તારણાર ત્યાં જોઈશ હું—
આવશો શું ?
લાખો તે દેશમાં ગયા છે,
સર્વ દુઃખોથી છુટયા છે,
લાખોને માટે જગ્યા છે—
આવશો શું ?
૨. છે સોધી સાફ આકાશી વાટ—
આવશો શું?
પસ્તાવો કર ને વિશ્વાસ રાખ—
આવશો શું ?
ઈશુ તને બોલાવે છે,
તું મારી પાછળ થઈને આવ,
મુક્તિ દાન તને આપીશ હું—
આવશો શું ?

## ૩૨.

પ્રોજ હમારી તઈયાર થશે તે દાહાડે.
પાપીઓ તમે શું કરશો તે દાહાડે ?
રો રો કેટલું તમે કરશો તે દાહાડે.
તમે કેમ પસ્તાવો કરશો તે દાહાડે?
હમે ઈશુને જોઈશું તે દાહાડે.

## ૩૩.

*I'm believing and receiving.*

૧. મારા પાપ ધોવાયાં છે,
તેઓનું નથી નીશાન.
અંધારામાં અજવાલું છે,
શુદ્ધ છું તેના લોહીમાં.

ટેક—(૧) આવોરે, આવો વીશ્વાસથી
આ લોહીના તીરથમાં,
તેમાં તારૂં અંતઃકરણ
બરફના જેવું શુધ્ધ થસે.
(૨.) આવ્યો, આવ્યો છું વીશ્વાસથી
આ લોહીના તીરથમાં,
તેમાં મારૂં અંતઃકરણ
શુદ્ધ બરફના જેવું છે.
૨. જુઓ લજા, બીકનો ભાર
તેમાં ડુબી જાએછે,
ચીંતા બદલે છે ગાનાર
આવસે જે આ તીરથમાં.
૩. લાલચ્ય, લોભ રહેતો નથી,
જગતનું દ્રવ્ય માટી છે;
કેવળ ક્રુસમાં છે ખુશી
આવસે જ્યારે આ તીરથમાં
૪. રેહેસે ના પોતાપણું,
પ્રેમ છે ઇશુને લીધે.
સ્વર્ગમાં દ્રવ્ય છે તેનું,
આવસે જે આ તીરથમાં.
૫. વેરીથી ના બીહું છું,
યુદ્ધની બહુ ઇચ્છા છે,
બળ ઇશુથી પામું છું
આવીને આ તીરથમાં.

## ૩૪.

***Jesus, the name high over all.***

૧. ઇશુ જે નામ સૌથી ઉંચું





આકાશ ને પૃથ્વી પર.
માણસ તની ભક્તી કરે.
ને ભુતો કરે ડર.
ટેક—આ ઇશુના લોહી
ઇશુના મુલવાન લોહી
ઇશુના મુલવાન લોહીથી
હું થયો છું સફેદ.
૨. જે પાપમાં મરીગએલું છે
આ નામથી જીવેછે.
સેતાનના ફાંદામાં જે છે
તે છુટકો પામે છે.
૩. હે કે સર્વ લોક પાપથી ફરે,
ઇશુપર માન લાવે.
આખા જગમાં અજવાળું થાય
ને અંધકાર જતું રહે.

## ૩૫.

*Bless our Army.*

૧. દરેક જાતને પ્રભુ તમે
આશીરવાદ આપો હવે,
અરપણ થવા લાયક કરો;
તર્ત આકાશથી આગ મોકલો.
ફોજનું કલ્યાણ.
આત્મિક બાપતિસ્મા આપો.
૨. સત આત્માથી ભરપુર કરો,
સિપાઇઓને સાફ રાખો,
ખ્રીસ્તના ગુણથી જગતને તારો,

સેતાન રાજનો નાશ કરો.
ફોજનું કલ્યાણ
ફોજની ઢાલ તલવાર થાઓ.

૩. આવો ઇશુ, બધું લેવો
જે કાંઈ મારી પાસે છે,
યુદ્ધમાં દુઃખ સતાવણી વેઠીસ
ઈસુ તારૂં મેં જોઇને.
હીંમત વધારો.
હમે તારા ગુણ ગાઇસું.

૪. માટે ભાઇઓ બહેનો બધા
મુક્તિ યુદ્ધમાં બલવાન થાઓ,
સેતાનને જગ્યા ના આપો,
મરણ સુધી ઉભા રહો.
ખ્રીસ્તને લીધે
પ્રાણ જાએ પણ કાંઈ ફીકર નહીં.

૫. જ્યારે યુદ્ધ બંધ થઈ જાએ,
આકાશમાં સહુ મલીશું.
ખ્રીસ્તને કુરાળતા કરીને
બધા મુગટ લૈ લઇશું.
હાલેલુયા હાલેલુયા
સિપાઇઓનું કેવું માન.

૬. એક એક પાપી ત્યારે કહેશે
પ્રભુ હું પણ તારો છું,
" ભુંડાઇ કરનાર વેગળા જાઓ,
હું તમને ના ઓળખું છું."
રડવું, રડવું થસે, રડવું થસે
અનંતકાળ નરક વચમાં.



# ૩૯.

૧. ઇશુ છે મુક્તિનો દાતા,
પોતે મન તેને સોંપો.
તેથી તમે ના સરમાવો,
તેની રાહ પર ઉભા રહો.
ઇશુ મુઓ, ઇશુ મુઓ, પાપીને
બચાવવાને.

૨. હમે હતાં પાપને લીધે
બે ભરોંસો ને લાચાર;
ઇશુ દુઃખ હમારૂં જોઇને
આવ્યો થઇને મદદગાર
હે પાપીઓ, હે પાપીઓ, જુવો
તેનો કેવો પ્રેમ.

૩. હે ત્રાતા હમને બચાવો,
સઘળા ગુના કરો માફ,
હમારાં અંતઃકરણ લેવો,
મરણ સુધી રાખો સાફ.
મદદગાર, હો મદદગાર, હો ત્રાતા
પ્રભુ ઇશુ.

૪. હે પાપીઓ ચાલ્યા આવો,
આદમ કુલો ભ્રષ્ટ થયલા;
તેને આપણો મિત્રો કરો,
તે પર રાખો ભરોસો.
હાલેલુયા, હાલેલુયા, જય, જય ઇશુ
તને હો.

# ૩૭.

*The Heavenly Railway.*

## સ્વર્ગી રેલવે.

૧. કરેલીછે સ્વર્ગી રેલવે.
બનાવનાર, સ્વર્ગનો રાજા છે.
આ રેલવે તો છે બહુ લાંબી;
પૃથ્વીથી સ્વર્ગ સુધી.

ટેક—જશો તમે, જશો તમે
સ્વર્ગ સુધી જશો હમારી સાથે.
જશો તમે, જશો તમે
સ્વર્ગ સુધી જશો તમે.

૨. પશ્ચાત્તાપ છે સ્ટેશનનું નામ,
લેછે લોકો ટિકીટ ત્યાં.
પણ મફત અપાયછે ખરો.
ઇશુ છે સત્યનો રસતો.

૩. કલાસ, પહેલી, બીજી ને ત્રીજી;
પસતાવો, વિશ્વાસ, સફાઇ.
જો આ રેલવેપર નહીં ચાલશો,
સ્વર્ગમાં તમે નહીં પેસશો.

# ૩૮.

૧. કોની પાસે પાપી જન
પામે મોટું મુક્તિ ધન.
કોણ મટાડે મનનું દુઃખ,
કોણ પમાડે મનને સુખ.

ટેક—ઇશુ છે મુક્તિદાતા,
મને મુક્તિ આપે છે.

મુક્તિ

૨. પ્રભુ ઇશુ દયાવંત,
તેથી જીવન છે અનંત.
તે પર લાવે જે વિશ્વાસ,
તે જન પામે મુક્તિ આસ.

૩. પ્રભુ ઇશુ શક્તિવાન,
પાપની માફી આપેછે.
તેનું લોહી છે બહુ મુલવાન,
મારૂં મન શુદ્ધ રાખેછે.

૪. પ્રભુ ઇશુ તારાપર
આસ રાખુંછું જીવનભર,
સ્તુતિ તારી ગાઉંછું.
તારાથી સુખ પામુંછું.

# ૩૯.

૧. ગાતાં ગાતાં બધા આવો,
અમર રાગનાં ગીતો ગાઓ;
દેવનો મોટો પ્રેમ વખાણો,
તેનાં મોટાં કામો માનો.

ટેક—હા આ લોહીથી સફાઇ છે,
બધા લોકોને સંભળાવો
તમે શુદ્ધ થાઓછો,
ઇશુના લોહીથી સફાઇ છે.

૨. બાપના પ્રેમે ખબર લાવી,
ખ્રીસ્તને એવી આજ્ઞા દીધી;
ડુબેલાના તારનાર થાઓ,
પાપીઓના મુક્તિ લાવો.

૩. મોતના માર્ગથી તેમને વારો,
વેરીઓના હાથથી તારો;
સતના ધારાઓ જણાવો,
સુખને ચાલે તેમને લાવો.
૪. હવે પાપી લોકો, માનો,
એની પૂરી મુક્તિ જાણો;
હર્ષે પ્રેમની વાતો ઝાલો,
હર્ષે પ્રેમની સલ્લા પાળો.
૫. આવો ને ભરોંસો રાખો,
ખ્રીસ્ત પર જીવનો બોજો નાંખો;
તે તમારાં દુઃખો લેશે,
તે તમોને શાંતિ દેશે.
૬. હે યહોવા તારી વાણી,
અમે સાંભળી અને માની;
તું આપે તે અમે લઈએ;
તું માગે તે અમે દઈએ.

## ૪૦.

*He is the lily of the valley.*

## ઈશુનો પ્રેમ.

૧. પૂર્વમાં તારો થયો ઉગી
એ સ્વામી.
અગર ધૂપ લાવ્યા માગી
એ સ્વામી.
ટેક—તું ફુલના જેવો સુંદર
એ સ્વામી.



મુક્તિ

૨. ચેતી સ્વપનામાં પાછા ફર્યા,
એ સ્વામી.
મારનાર રાજા ડાકો પડયો,
એ સ્વામી.
૩. રાજાનું મોત થયું જેટલે,
એ સ્વામી.
પુત્ર પરાક્રમ વધ્યું તેટલે,
એ સ્વામી.
૪. અદ્દભુત કાર્ય કીધાં જેવાર,
એ સ્વામી.
પંડીતશાસ્ત્રી ધ્રુજ્યા તત્કાળ,
એ સ્વામી.
૫. ગેથશેમાનીની વાડીમાં,
એ સ્વામી.
રડેછે તું સંકટમાં, એ સ્વામી.
૬. થઠા કીધી ધીકારી,
એ સ્વામી.
લુગડાં લીધાં ઉતારી,
એ સ્વામી.
૭. કંટક મુંગટ મુકયો માથે,
એ સ્વામી.
ઉપર સોટી મારી માથે,
એ સ્વામી.
૮. કુરા ઉપર વેહેવડાવ્યું લોહી,
એ સ્વામી.
કુખમાં સિપાઈના ભાલાથી,
એ સ્વામી.

૯. અંધકાર થૈ કબરે ફાટી,
એ સ્વામી.
મુવેલા ઉઠ્યા જીવતા થૈ,
એ સ્વામી.

૧૦. સુંદર ગવરવ મુકીને,
એ સ્વામી.
ઉંચ હતો તે નીચ થયો
એ સ્વામી.

૧૧. કબરમાં દિવસ રહ્યો ત્રણ,
એ સ્વામી.
ઉઠ્યો મોતને કરી હરણ,
એ સ્વામી.

૧૨. ચોકીદારો ગભરાયા,
એ સ્વામી.
તેજસ્વી પ્રકાશને જોઈ,
એ સ્વામી.

૧૩. મન મારૂં લઈને કરો સાફ,
એ સ્વામી.
પાપ જેટલાં થયાં કરો માફ,
એ સ્વામી.

૧૪. મુંગટ લે થયો જગત્રાત,
એ સ્વામી.
પાપી તારવા પકડે છે હાથ,
એ સ્વામી.

૧૫. દુતો સઘળા તને નમે,
એ સ્વામી.



પુત્ર અધિકાર આપ્યો તને,
એ સ્વામી.

૧૬. તેં સેતાને છે ધુંદયો.
એ સ્વામી.
ધન્ય ધન્ય ઈશુ તને હો.
એ સ્વામી.

## ૪૧.

*Hark, the Gospel news is sounding.*

૧. આખા જગના છેડા સુધી
સાંભળો સઘળા સમાચાર,
પાપી બચાવવાને લીધે
ઈશુ થયો છે મરનાર.
હે પાપીઓ, હે પાપીઓ
જુઓ તેનો પ્રેમ અપાર.

૨. કૃપા નદી જેવી વહે છે,
લાખોને મળી તૃપ્તિ;
તોપણ આજ સુધી વહે છે,
ખ્રિસ્તની વિંધાએલી કુખથી.
સઘળાં જીવે, સઘળાં જીવે
ઈશુ દાતા છે મુક્તિ.

૩. ખ્રીસ્ત ઊપર છે મારી ઈચ્છા,
સ્વર્ગમાં તેને મળી
દેવની કૃપાના સાગરમાં
નાહીશ સદા કાલ સુધી.
તેની કૃપા, તેની કૃપા
મારામાં જાણું પૂરી.

## ૪૨.

*Joy, Oh joy! behold the Saviour*

૧. દરિઆ ઊપર છે સર્વ અંધકાર,
લાગે છે બહુ તોફાન,
આસપાસ મોજા ગરજે છે અપાર,
ડુબવા જેવું છે વહાણ.
ટેક—જય! જય! જગતનો તારનાર.
જય! જય! મુક્તિદાતા.
જો ભારે તોફાન ચોગમ થાય,
ઈશુ છે પાસે બીહોમા.

૨. પાપના સમુદ્રમાં વિના આસ
રે પાપી ડુબેલો;
અંધાઇ કરે છે પ્રકાશ,
તારનાર છે આવેલો.

૩. આવ્યો છે સહીને મરણ
ઇસુ તારી કને.
જો રહેશે તું તેને સરણ,
ડુબવા નહીં દે તને.

## ૪૩.

*Just as I am without one plea.*

૧. જેવો હું છું, વગર બાનું
પણ મારે કાજ લોહી વહેવ-
ડાવ્યું.
ને મને બોલાવે છે તું
સ્વામી હું આવું છું.





ટેક—સ્વામી હું આવું છું,
સ્વામી હું આવું છું,
તારા વધસ્તંભ પાસે
સ્વામી હું આવું છું.

૨. જેવો હું છું, દુઃખી લાચાર
પણ સ્વર્ગી ધન ને સુખ અપાર
સંપુરણ છે સર્વ તારામાં
સ્વામી હું આવું છું.

૩. જેવો હું છું, મને કબુલ કર,
માફ કરીને લોહીથી શુદ્ધ કર;
પ્રેમ તારો દેખાડ મારાપર.
સ્વામી હું આવું છું.

૪. જેવો હું છું, પ્રીતથી તારી
છુટ્યું છે સઘળા વૈરી;
ભરપુર છે શાંતિ મારી.
સ્વામી હું આવું છું.

## ૪૪.

*My Lord says there's room for you.*

૧. રે પાપી આવ વિલંબ ના કર
જગતત્રાતા કને,
દેવે દયા કરી તારા પર
બોલાવે છે તને.
ટેક—પ્રભુ કહે છે જગ્યા છે
આકાશીદેશમાં તારે લીધે,
જલદી આવજે, ભાઇ જ-
લદી આવજે.

૨. રે પાપી ફર ત્રાતા પાસ આવ;
કેમ પાપમાં મરતો રહે,
તારો અમર આત્મા બચાવ
જ્યારે માન્યકાલ છે.
૩. રે પાપી આવ માફી પામ આજ,
બોલાવનાર છે તારનાર;
આકાશમાં જગ્યા તારે કાજ
છે કરેલી તૈયાર.

# ૪૫.

*I want to see the shining angels.*

૧. દૂતોને હું જોવા ચાહું છું,
સ્વર્ગી દૂતો, સ્વર્ગી દૂતો.
ટેક—પણ જોઇ નહીં શકીશ
મુક્તિ પામ્યા વગર.
માટે પામી મુક્તિ
દેવની કરીશ સ્તુતિ
ને ગાઇશ મોત પછી
નવા યરૂસલેમમાં.
૨. ઈશુને હું જોવા ચાહું છું,
પ્રિય ઇશુ, પ્રિય ઇશુ.
૩. મિત્રોને હું જોવા ચાહું છું,
પ્રિય મિત્રો, પ્રિય મિત્રો.

# ૪૬.

*Who'll be the next to follow Jesus?*

૧. કોણ છે આવનાર ઇશુની પાસે?
ક્રુશ ઊંચકવાને કોણ છે તૈયાર?



હિમ્મત પકડીને આ દુષ્ટ જગતમાં
કોણ ખ્રિસ્તને લીધે છે ટકનાર?
ટેક—કોણ છે આવનાર? કોણ છે
આવનાર? કોણ છે આવનાર
ઇશુની પાસે?
કોણ છે આવનાર ઇશુની પાસે
હાલ, ઇશુની પાસે?
૨. કોણ છે આવનાર ઇશુની પાસે,
ઇસુનાં પગલાંમાં ચાલવાને?
કોણ છે આવનાર પાપથી થાકીને
તેની આગળ બોજ નાંખવાને?
૩. કોણ છે આવનાર ઇશુની પાસે?
કોણ છે આવનાર પામવા મુક્તિ?
કોણ છે આવનાર સ્વર્ગમાં જવાને
સદા ગાવાને ઇશુની સ્તુતિ?

# ૪૭.

*We are bound for the land of the pure and the holy.*

૧. આકાશી દેશમાં હમે હરીએ ચાલનારા,
જે દેશમાં છે પ્રેમ તથા શાંતિ
સદા.
જે મોતના માર્ગમાં, દેવથી છો
ભટકનારા.
તમે કેમ નહીં આવશો આકાશી દેશમાં?

ટેક—રે આવશો? રે આવશો? રે
પાપી કેમ નહીં આવશો
આકાશી દેશમાં?

૨. તે સુખી દેશમાં છે પ્રીતિ
અપાર;
ઇશુ રાજ કરનાર છે જગત-
ત્રાતા.
ઓ પાપી મુએલા જે દુઃખથી
છો લાચાર
રે કેમ નહીં આવશો આકાશી
દેશમાં?

૩. તે દેશમાં મુકામ છે તૈયાર
કરેલું,
ત્યાં ચાલનાર છીએ ફોજ ચ-
ડાવી બધાં.
મનમાં પૂરણ પ્રેમ ને સુખ છે
ભરેલું;
રે પાપી કેમ નહીં આવશો
જ્યાં સુખ છે સદા?

૪. વિજય હર્ષમાં, લડાઈ મુકીને
જાએછે સિપાઈ સ્વર્ગી સુ-
ખના વાસમાં;
પણ પાપી ચેતો જે વિલંબ
કરોછો,
રે કેમ નહીં આવશો રહેવા
આકાશમાં?





## ૪૮.

*Oh! for a thousand tongues.*

૧. હે કે હજારો જીભોથી
સ્તુતિ તારી ગાઉં,
મહીમા ને કૃપા તારી
હું સદા દેખાડું.

ટેક—ઓ ઇસુના લોહી.

૨. હે ધણી મારા પરમેશ્વર
હું કરૂં તારૂં કામ,
ફેલાવું આખા જગતપર
તારૂં પવિત્ર નામ.

૩. ઇશુનું નામ ખસાડે છે
સઘળાં હમારાં દુઃખ,
દુષ્ટ કરનારાને આપે છે
સફાઈ તથા સુખ.

૪. પાપના ફાંદાથી ઇશુએ
હમને છોડાવ્યા છે,
ને સર્વ લાચાર પાપીઓની
તે ખબર લેએ છે.

૫. ઇશુની વાત સાંભળો, બેરાં
હે મુંગાં ગાઓ ગીત,
હે આંધળાં જુઓ, ને લં-
ગડાં
હરખે કુદશો ખચીત.

## ૪૯.

*On the Cross of Calvary.*

૧. કાલવરીના સ્થંભ ઉપર
ઇશુએ સહ્યું છે મરણ,
વહેવડાવ્યું અમુલ્ય લોહી
કે પાપને કરે હરણ.
શુદ્ધ કરનાર લોહી છે વહેતું,
સાફ કરેછે બરફ જેવું.
ઈશુ ખ્રિસ્તે મારે લીધે
સહ્યું કાલવરીના સ્થંભ પર.

ટેક—વધસ્થંભ પર, વધસ્થંભ પર
ઈશુ ખ્રીસ્તે મારે લીધે
સહ્યું કાલવરીના સ્થંભ પર.

૨. જુઓ કેવો, કેવો પ્રેમ
લાગ્યો મને ખ્રીસ્તની ગમ,
જુઓ કેવો મોટો પ્રેમ
માગે છે સંપુરણ હોમ.
આપું છું હું તન ને મન,
કેમકે તેણે વેઠયું મરણ.
ઇશુ ખ્રીસ્તે મારે લીધે
સહ્યું વધસ્થંભ ઉપર.

૩. અંધકાર થઈ પૃથ્વી
જ્યારે ઇશુએ મરણ સહ્યું,
"પુરૂ થયું," હાંક મારી
માથું નમાવી પ્રાણ છોડયો.



પુરૂ થયું પુરૂ થયું
આખું જગ છુટું થાએ:
આ કારણથી ખ્રીસ્ત મુઓ
કાલવરીના ક્રુસ ઉપર.

## ૫૦.

*Angels are troubling the water.*

૧. પાપ કદી ઢંકાઈ નહીં રહે
દેવના અજવાલમાં,
પણ પાપી માફી પામે
દેવના અજવાલમાં.

ટેક—દૂત પાણીને હલાવેછે,
હલતું હલતું જો.
પાપી માંય ઉતરીને
સાજો થાએછે ખરો.

૨. પાપીને નરકથી તારવા
દેવના અજવાલમાં,
લડીએ મુક્તિ ફોજમાં
દેવના અજવાલમાં,

૩. હું શેતાનનો વૈરી છું
દેવના અજવાલમાં,
છું શત્રુ તેનો તે મારે
દેવના અજવાલમાં,

## ૫૧.

*The voice of wisdom cries, be in time.*

૧. પરમેશ્વર બોલેછે—આવો રે,
સઘળાં પાપથી ફરો

ને કરો પસ્તાવો
મુક્તિમાર્ગમાં ચાલો; આવો રે.
૨. તમે જે ઘરડાં છો—આવો રે.
મોત તમને જલદ આવે,
હાલ મુક્તનો દિવસ છે,
પ્રભુ દયા કરશે; આવો રે
૩. તમે જે છો જુવાન—આવો રે.
પામો મુક્તિનું દાન,
આપો ઈશુને માન,
સિપાઈઓ થાઓ બલવાન;
આવો રે.
૪. બારણું છે ઉઘાડયું—આવો રે.
પણ બંધ થશે જ્યારે
રે શું કરશો ત્યારે,
અફસોસ થશે તમને; આવો રે.

## પર.

*I saw one hanging on a tree.*

૧. દુષ્ટપણામાં કીધી ખુસી,
નહીં રાખી બીહીક ને શરમ;



પણ નવું વીઝ્ય જોવાથી
હું થયો બહુ નરમ.

ટેક—ઓ હલવાન, પ્રિય હલવાન;
કાલવરીનું હલવાન;
કે મારે લીધે થયું બલીદાન
પાપથી છોડાવાને.

૨. જોયો મરતો ક્રુસઉપર
તારનારને વીંધાએલો,
ને નજર રાખી મારા પર
જ્યાર ક્રુસ આગલ હતો.

૩. મરણ સુધી રાખીને લાજ
સંભારીશ તે નજર,
ઈશુએ સહ્યું મારે કાજ
ને દોષ છે મારાપર.

૪. ફરી મારી ગમ જોઇને
કહ્યું તેણે મને,–
"આ સૌ દુઃખ હું વેઠું છું કે
મુક્તિ આપું તને."

# યુધ્ધના ગીતો.

---

## શેતાન ને પાપ બહુ જોર કરેછે
## પણ મુક્તિ ફોજ જગતને પાપથી તારવાને લડેછે.

### ૫૩.

*Storm the forts of darkness.*

૧. મુક્તિના સિપાઇઓ
યુદ્ધનો દિવશ આ છે.
વૈરીઓમાં શું ઉંઘસો?
જય મળશે લડનારને.
જ્યારે લોક નાશ થાએ છે
રેહેસો શું ત્યાં બેસીને!
ફોજની ધજાની તળે
લડો ઈશુને લીધે.

ટેક—રાજ સેતાનનું પાડો કરો નાસ,
અંધકારનું રાજ ઉલટાવો,
જે જગ્યા તેને જોસો
રાજ સેતાનનું પાડો કરો નાસ.
સ્તુતિ સદા થાઓ ઈશુને
મુક્તિદાતા જે હમારો છે,
સ્તુતિ ને મહિમા થાઓ,
સદા થાઓ ઈશુને.

૨. નર્કની સેના જુઓ
કેમ તે જોર કરે છે,
તે લોકોની ગણતરી કોણ
જે નાશ થયા કરશે!
સાંભળો તેઓનો પોકાર,
"કોણ મટાડસે પાપનો ભાર,
કોણ હમારો છે તારનાર,
કોણ હમને મુક્તિ આપસે?"

૩. મુક્તિના સિપાઇઓ,
ફોજમાં જે લડનારા,
જય સત ગુરૂની બોલો;
જીવીલો હરએક જાતને.
ચાલો ફોજ ચઢાવીને,
લોહીને આગની તળે,
વૈરી નાહાસી જાએ છે
જય જય થાએ ઈશુને.

### ૫૪.

*War! War!! War!!!*

૧. યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ છે મુક્તિ
ફોજમાં,
યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ સેતાનની સાથે
યુદ્ધ.

લોહી ને આગ, લોહી ને આગ,
નરકની ફોજ આવેછે,
લોહી ને આગ, લોહી ને આગ-
સામા ચાલીએ હમે.
નાશ કરવાને તેઓ આવે છે
રોકીશું પણ હમે તેઓને,
લોહી ને આગ હમારો પોકાર છે
મુક્તિ ફોજ જીતી લેશે.

૨. જય, જય, જય, જય છે મુક્તિ
ફોજમાં,
જય, જય, જય, ઇશુના નામથી
જય.
ઢોલ બજાવ, ઢોલ બજાવ અને
બીંગલ વગાડો;
આગળ ચાલો આગળ ચાલો
ફોજની ધજાની તલે
શેતાનનું રાજ પાડી નાખીએ,
પાપી લોકો નાશથી બચશે,
દુઃખ ને સંકટ સર્વ મટીજશે
ને ઇશુ રાજ કરશે.

## ૫૫.

*The Salvation Army is marching along.*

૧. સિપાઈ આવેછે પાસેથી ચારો.
યુદ્ધને વાસ્તે વાગેછે વાજીંત્રો.





યુદ્ધ તો કઠણ છે પણ તલવારને લેો,
મુક્તના સિપાઈઓ બધા યુદ્ધમાં
ચલો.

ટેક—યુદ્ધમાં ચલો યુદ્ધમાં ચલો.
મુક્તના સિપાઈઓ બધા યુદ્ધ-
માં ચલો
ઇશુને જય છે જંગી પોકાર
મુક્તના સિપાઈઓ બધા
યુદ્ધમાં ચલો.

૨. ધજાની તળે લડવા થાવ તૈઆર
સર્વ પાપથી મુક્ત છે ફોજનો
પોકાર
દુશમન જોર કરીને, સામા
આવતા જો.
મુક્તના સિપાઈઓ બધા યુદ્ધ-
માં ચલો.

૩. આવો મુક્તિ ફોજમાં વિલંબ ના
કરો.
અરપણ થવાનો વખત જાયછે
અરે.
લડાઈ વધેછે પણ બીક ના રાખો
મુક્તના સિપાઈઓ બધા
યુદ્ધમાં ચલો.

૪. આવો મુક્તિ ફોજમાં દેવ જય
પમાડશે;
સર્વ જાતના લોકો ઇશુને નમસે

ઈશુ જગતત્રાતાનો સદા જય-
કાર હો
મુક્તિના સિપાઈઓ બધા યુ-
દ્ધમાં ચલો.

## ૫૬.

*What never run away.*

૧. જગ તારવા હમે આહીઓ
છીએ,
જોર કરે છે શત્રુ ;
ન થાકીએ પણ લડીને ,
હમે કદી નહીં નાહાસીશું.
ટેક—તમે નાહાસી જસો શું? કદી
નહીં નાહસીશું ;
સેતાનની શાથે લડીશું,
ને કદી નહીં નાહાસીશું ;
૨. છે આગને રક્તથી યુદ્ધ સક્ત,
સેતાનને મારીશું :
દેવ હમારી સાથે છે,
હમે કદી નહીં નાહાસીશું :
૩. ધજાની તળે લડીશું,
ઈશુને માનીશું :
જેમ તે મુઓ જગને લીધે,
હમે કદી નહીં નાહાસીશું.

## ૫૭.

*Stick to the Army.*

સ્થીર થા તું ફોજમાં,
ને નાહાસી તું ન જા ;
ધજાની તળે, તું જય પામસે
સદા.
છે કપતાન તેનો ઈશુ ;
રાખ તેપર તું વિશ્વાસ :
પ્યાર તેણે તને કીધો,
જ્યારે હતો તું નીરાસ.

## ૫૮.

*The day of victory's coming.*

ગુજરાતમાં બે વરશથી,
ચાલે છે બહુ યુદ્ધ;
સેતાન ને તેના દુતો,
છે સર્વદા વિરૂધ.
ઈશુને લીધે તમે,
લડો મરણ સુધી;
જય મળશે હમને
થોડી વાર પછી.
ટેક—છે જયનો દીવસ આવનાર,
આવનાર છે વારંવાર;
જ્યારે મુક્તિની ધજા તળે,
છે બધા લોક ચાલનાર.
હે મુક્તિના શુરા સિપાઈઓ,
મરણ સુધી લડો;
જય મળશે હમને
થોડી વાર પછી.

 ૫૯

## ૫૮.

*Pull, soldiers, pull.*

૧. ફોજમાં છીએ લડનારા, કપ-
તાન છે ઇશુ,
સર્વ પાપથી હમને બચાવે છે.
જગતનું અજવાલું પ્રગટ ક-
રીશું,
ઇશુ ખરો તારનહારો છે.
ટેક—લડો સિપાઈ લડો, લડો મરણ
સુધી,
લડો સિપાઈ લડો, મુગટ પા-
મીશું પછી:
પ્રાર્થના કરતાં લડો ગીત પણ
ગાઇને,
રાત ને દિવસ લડીશું હમે.
૨. બીંગલને વગાડો, ફોજની ત-
લવાર ચલાવો;
ઇશુ પાપથી તારી શકેછે
લોહી ને આગની ધજા ઉંચી
કરીસું;
આગળ ચલો ફોજ ચડાવીને.
૩. વેરીયો વધારે, તો પણ લડીશું;
ઇશુ પર ભરોસો રાખીને.
વેરીયોની ઉપર, જય તો પા-
મીશું;
આખું જગત જીતીશું હમે.

## ૬૦.

*We'll roll the old chariot along.*

૧. મુક્તિ ફોજનો રથ અમે દોડા-
વીશું,
તેને કદી નહીં રોકીશું
૨. તારી મદદથી પ્રભુ અમે દોડાવી-
શું,
તેને કદી નહીં રોકીશું.
૩. આખા મનથી ઓ સિપાઈઓ
તેને દોડાવો.
ને કદી નહીં રોકીશું.
૪. જો શેતાન આડો થાય તેપર
દોડાવીશું,
તેને કદી નહીં રોકીશું.

## ૬૧.

*Strike, strike for Victory.*

૧. જય પામવાને લાધે
મુક્તના સિપાઈઓ;
હથીઆર પહેરીને.
તલવાર ચલાવો.
આખી પૃથ્વી ઉપર,
ઝન્ડા ઉંચા રાખો,
દેવનું રાજ સ્થાપન થાએ,
ત્યાં સુધી લડો.

ટેક—જય પામવાને લીધે મુક્તના
સિપાઈઓ,
જય પામવાને લીધે હમેશાં
લડો,
જય પામવાને લીધે અંત સુધી
ટકો,
ઈશુ આગેવાન જય મળશે
ખરે.

૨. જય પામવાને લીધે
ક્રુસના સિપાઈઓ,
સુખ ભોગ મુકી દેઈને,
વધસ્તંભ ઊંચકો;
પેહેરો ટોપ મુક્તિનો,
આત્માની તલવાર લો,
જીતવાથી જીતવાને,
ખ્રીસ્તને લીધે લડો.

## ૬૨.

*We'll be heroes.*

૧. બાહદુર થાઈસું, બાહદુર થાઈસું,
જ્યારે યુદ્ધ કઠણ થાય;
જ્યારે ભારે તોફાન વધારે થાય,
હીમ્મત બહુ વધારશે, હીમ્મત
બહુ વધારશે,
પ્રભુથી પ્રભુથી.

૨. જીતી લઈસું, જીતી લઈસું,
ઈશુના લોહીથી;

૫૬

અને મરણ સુધી નહીં નાહાશીશું
જ્યારથી જય નહીં મળે, જ્યા-
રથી જય ના મળે,
પ્રભુથી પ્રભુથી.

૩. ઉપર જાઈશું, ઉપર જાઈશું;
શત્રુ પણ નાહાસે છે;
શૂરવીરના જેવા લડાસું,
જ્યારથી સ્વર્ગ નહીં મળે, જ્યા-
રથી સ્વર્ગ નહીં મળે.
પ્રભુથી પ્રભુથી.

૪. હાલેલુયા, હાલેલુયા,
ઈશુના વાહલા છીએ,
વધસ્થંભ ગમ જોઈ, યુદ્ધ કરીશું
પાપ ને સેતાન સાથે, પાપ ને
સેતાન સાથે,
મરણસુધી મરણસુધી.

## ૬૩.

*We're marching on to War.*

૧. ફોજ મુક્તિની ચાલે છે;
ઘેરવા સહુ જગતને;
લોહી ને આગની ધજાથી,
લોક અચરત પામે છે.
પસંદ કરે ન લુગડાં,
સૈન્યવેશ છે નામંજુર
ને જેટલાં હમે કીધાં કામ,
નકામાં છે જરૂર.

ટેક—પણ હું યુદ્ધમાં જાઊં છું,
જો બકે લોક તો શી ફીકર,
હું યુદ્ધમાં જાઊં છું,
મશી જે મુક્તિદાતા,
હમારો છે સરદાર,
યુદ્ધ બંધ થાય જ્યારે બધા લોક,
છે તેના તાબેદાર.

૨. સેંકડો વૃદ્ધ ને જુવાન,
સઘળી જાતના લોકો;
આ યુદ્ધમાં અરપણ થઇને,
ગાએ છે આ ગીતો:
જય જય જગતના તારનાર,
નામ તારૂં પ્રગટ કર,
સ્તુતિ ને મહિમા તને હો,
આખી પૃથ્વી ઉપર.

## ૬૪.

*Salvation's coming, clear the way.*

૧. આખા જગતને ઘેરીને,
સિપાઈ મુક્તિના ચાલો;
સૈતાન કાંપેછે જોઇને.
મુક્તિ ફોજ આવેછે ખશી
જાઓ.

ટેક—મુક્તિ ફોજ આવેછે ખશી
જાઓ.
મુક્તિ ફોજ આવેછે તોપ ચ-
લાવો.





ઇશુ જગતને જીતી લેશે,
મુક્તિ ફોજ આવેછે ખશી
જાઓ,

૨. જીતવાને આવેછે સિપાઇ,
જય છે પોકાર તેનો;
સૈતાન ઉપર પામવા જય,
મુક્તિ ફોજ આવેછે ખશી
જાઓ.

૩. આગળ ચાલેછે મુક્તિ ફોજ
સિપાઈ સાથે લાખો:
વધારેછે ગણતી રોજ રોજ,
મુક્તિ ફોજ આવેછે ખશી
જાઓ.

## ૬૫.

*All hail! I'm saved.*

૧. વધસ્તંભના સિપાઇઓ,
યુદ્ધમાં ચાલો,
બધી ચીજને ધુળ ગણો,
યુદ્ધમાં ચાલો.

ટેક—જય જય ઇશુ જય જય ઇશુ.
તું છે મારો મુક્તિદાતા:
જય જય ઇશુ જય જય ઇશુ
તું છે જગતત્રાતા.

૨. લડો વિશ્વાસની લડાઇ,
યુદ્ધમાં ચાલો;
ત્યારે ઇશુ આપશે જય,
યુદ્ધમાં ચાલો.

૩. ઇશુ દેવના નામ થકી,
યુદ્ધમાં ચાલો;
નરક સાથે સામા થઈ,
યુધ્ધમાં ચાલો.

## ૬૬.

*Fire away.*

૧. મુક્તના સિપાઈ ભરપૂર આ-
ગથી,
લડાઇથી થાકી ના જાઓ;
તોપ મુક્તીની તૈઆર કરી,
વિશ્વાસથી તોપ ચલાઓ.

ટેક—મુક્તિ ફોજ સાથે હમે,
આગળ આગળ ચાલીએ,
સેતાનથી નહીં ડરીએ,
પણ તોપ ચલાઓ.
તોપ ચલાઓ, આમેન.
તોપ ચલાઓ, આમેન.
વારંવાર ચલાઓ,
આ મુક્તિ તોપથી, બહુ મરી
ગયા વૈરી,
મુક્તિ તોપ વારંવાર ચલાઓ.

૨. મુક્તના સિપાઇ દિવસ રાત્રે,
ઇશુને માનનાર થાઓ;
આપેછે તે હુકમ તમને,
વિશ્વાસથી તોપ ચલાઓ.





## ૬૭.

*Right away.*

૧. હર ગામ ને દેશમાં સૈતાન છે.
પણ મુક્તિફોજ જીતી લેશે—
તર્તાતર્ત !

ટેક—ઇશુને લીધે લડીશ.
લડીશ, લડીશ !
હર ગામ ને દેશમાં હું મલીશ,
ને તેને લીધે લડીશ,
લડીશ, લડીશ,
મોત સુધી સદા લડીશ.
ઇશુની પાસે આવો!
આવો, આવો !
ઇશુની પાસે જલદ આવો
ને પાપની માફી પામો,
પામો, પામો,
તર્ત પાપની માફી પામો.

૨. ઉત્તર દક્ષિણ લડીશ સૈતાનસાથ
ને પૂરવ પશ્ચિમ, દિનોરાત—
તર્તાતર્ત !

૩. હમારી ફિકર એકજ છે,
કે બધા લોક મુક્તિ પામે—
તર્તાતર્ત !

૪. જો હમણા માફી પામે કોઇ,
તો આપે સાક્ષી પોતાની—
તર્તાતર્ત !

૫. પુરૂષ ને સ્ત્રી, છોકરો પણ,
સિપાઇ થાય હરએક જન—
તતાંતતં !

૬. નકામાં માલા ને તસબી,
હું છોડીશ લોલક ને બંગડી
તતાંતતં !

૭. હું છોડીશ અફીણ ને દારૂ,
ને છીંકણી હુકો ને તમાકૂ—
તતાંતતં !

## ૬૮.

*I believe we shall win.*

૧. વૈરીને જીતવાને ટોળી છીએ,
જો ઇશ્વરના બલથી લડીશું,
આત્માની તલવાર ચલાવીએ
પાપીને ખ્રિસ્તની ગમ લાવીશું.

ટેક—ખાત્રી છે જીતીશું,
જો ઇશ્વરના બલથી લડીએ.

૨. બહાદુરને બલવાન છે વૈરી,
ઉલટો તો કરે જોર અપાર;
પણ ખ્રિસ્ત જે છે પાસે હમારી,
વૈરી ઉપર છે જય પમાડનાર.

૩. તારણનો ટોપ મૂકી માથાપર,
હાથમાં લઇશું હમે તલવાર





પહેરી ન્યાયપણાનું બખ્તર,
વૈરી સામા થઇશું લડનાર.

૪. લડીએ હમે મરણ સુધી,
હાથમાં ઝાલીને જયનું નિશાન,
સંભળાવીશું પ્રીતિ ઇશુની.
કે પાપીઓ પામે મુક્તિદાન.

## ૬૯.

૧. હ્યાં હું છું સિપાઇ, મુક્તિફોજમાં.
કરનાર છું લડાઇ, મુક્તિફોજમાં.
ચારો ગમ વૈરીઓ,
ઘેરે છે સિપાઇઓ,
પણ જય છે ખરો, મુક્તિફોજમાં.

૨. સેતાનની ચિંતા શી, મુક્તિફોજમાં
જીતીશું સર્વ વૈરી મુક્તિફોજમાં.
પૂઠે લાગે હમારી,
ફાંફાં મારે છે વૈરી,
જીતીશું આખી પૃથ્વી, મુક્તિફો૰

૩. કરીએ ઘણો પ્રેમ, મુક્તિ ફોજમાં.
હારી જાય વૈરી એમ. મુક્તિફો૰
કરીએ બહુ વિશ્વાસ,
પાપી લાવવા ખ્રીસ્ત પાસ,
જઇશું સઘળા આકાશ. મુક્તિફો૰

## ૭૦.

*Marching on in the light of God.*

૧. આસપાસ છે દેવનું અજવાળું,
ચાલીએ તેમાં, ચાલીએ:
જે માર્ગમાં ગયો ઇશુ,
તેમાં ચાલીએ હમે.
સ્વર્ગી મુગટ સોનેરી,
સતાર જે મને અપાશે,
સાફ વસ્ત્ર મેહેલમાં રેશમની,
સૌ મને ત્યાં મળશે.

ટેક—ઇશુ મારો તારણહારો, વાળ્યું મારૂં ઋણ
વધસ્તંભ પર કીધું મારૂં માફ,
તેના લોહીમાં નાહીને આખો દહાડો ગાઉંછું,
બહુ સુખી છું કે અંતઃકરણ થયુંછે સાફ.

૨. યુદ્ધ કરતા ચાલેછે સિપાઇ,
સ્વામી ખ્રિસ્ત અંતઃકરણની માંય;
દુઃખ પામીને બધાં સગાંથી,
વેર નથી પણ પ્રીત પૂરી.
સ્વર્ગી મુગટ સોનેરી,
સતાર જે મને અપાશે,
સાફ વસ્ત્ર મેહેલમાં રેશમની,
સૌ મને ત્યાં મળશે.



## ૭૧.

*Tell me, do you call yourselves an army?*

૧. મને કહેજો શું તમે પોતે ફોજ છો?
સિપાઇ છો? યુદ્ધ કરો છો?
હાજી હમે મોટી મુક્તિ ફોજ છીએ,
યુદ્ધ કરનાર સિપાઇ છીએ.
ઇશુ છે હમારો આગેવાન.
હમારો વૈરી છે શેતાન,
મુક્તિ તોપથી છીએ જયવાન,
યુદ્ધ કરનાર, સિપાઇ છીએ.

ટેક—યુદ્ધમાં ચાલો ઓ સિપાઇઓ,
ને નાહાસી નહીં જાઓ:
પણ તારનારના બલ થકી,
મુક્તિ યુદ્ધમાં બલવાન થાઓ.

૨. મને કહેજો કે શી છે તમારી નાત?
ઉંચ કે નીચ? ઉંચ કે નીચ?
હાજી પવિત્ર છે હમારી જાત
ઉંચી છે, ઉંચી છે.
પરમેશ્વર છે હમારો બાપ,
માફ કીધાં છે હમારાં પાપ,
ને મન મારૂં છે કીધું સાફ,
ઉંચી છે, ઉંચી છે.

| ૫૯ | ૫૯ |
|---|---|

૩. મને કહેજો કે આ ફોજ ક્યારથી
આવી,
નવી છે કે ! નવી છે કે !
નાજી, આ મુક્તિફોજ છે
આરંભથી,
આરંભથી, આરંભથી.
બાપ, દીકરો તથા આત્મા ત્રણ,
આ મુક્તિફોજ બનાવી એમ,
ને તેપર કર્યો ઘણો પ્રેમ,
આરંભથી આરંભથી.

૪. મને કહેજો ફોજમાં તમારા લોક
કેટલા છે !
ઘણા છે ? ઘણા છે !
હાજી, આ ફોજમાં લોક ઘણા
છે,
ઘણા છે, ઘણા છે.
આ આ જગમાં છે સિપાહીઓ,
સ્વર્ગમાં ઘણા બીજા જુઓ,
આવનાર પણ બીજા છે લાખો,
તમે આવો તમે આવો.

---

# જયનાં ગીતો.

## કે બધા લોક દેવની સ્તુતિ ગાએ

### ૭૨.

*The golden street.*

**સોનેરી માર્ગનો રેહેવાસી.**

૧. યુદ્ધ કરવા પછી,
હુલ્લડમાંથી
જાઇસ નીકળીને
જયમાં તે દાહડે
ઉભો રહીસ ત્યારે
સામને સ્વર્ગને દ્વારે.
માર્ગ સોનેરીમાં ચાલવાને.

ટેક—હા ! હું સુખી થયો,
હા ! હું સુખી થયો;
મારાં સઘળાં પાપ
ઇશુએ ધોયાં છે,
ઇશુએ ધોયાં છે,
ઇશુએ ધોયાં છે;
આકાશમાં પણ જાણું છું;
હું જયમાં તે દાહાડે.

૨. મારી શોધ કરનાર
દુત ઉઘાડસે દ્વાર,
મને શુદ્ધ જોઇને
રજા તે આપસે,
તરત હું માહે જઇશ
ને હું હરખાઇસ
માર્ગ સોનેરીમાં ચાલીશ.

૩. ત્યારે ઇશુને
પગે લાગીને
પેહલો પડીશ હું,
કહીસ પ્રેમ તેના
જેના લોહીથી
મુક્તિ હું પામ્યો.
માર્ગ સોનેરીમાં ચાલવાને.

૪. ત્યારે સિપાઇઓને
ઘણા ઓળખીને
મુક્તિફોજ વાલા
હું હાલેલુયા
કહીસ ને હમે
ફોજ ચઢાવીને
માર્ગ સોનેરીમાં ચાલીસું.

૫. તે દેશનો રાજા
મને આપસે જગ્યા

એક મકાન
રહીસ સદા ત્યાં
છે સોનું
નલી તેનું.
માર્ગ સોનેરીમાં રેહવાને.

૬. હમે ગાઇસું
ને પોકારીસું.
સભા પણ થસે
ત્યાં આઓ દાહાડો.
નથી કોઇ મરનાર,
દુઃખ ના કોઇ સેહેનાર
માર્ગ સોનેરીના રેહવાસી.

## ૭૩.

*We are going to wear a crown.*

જે પાપથી સફાઇ પામે
ને તેથી પણ છુટા રહે,
આકાશી મુગટ તે પામશે મરણ
નદીની પારે.
મરણ નદીની પારે
પ્રભુ ઇશુની પાસે,
મરણ નદીની પારે
આકાશી મુગટ છે.
આકાશી મુગટ પામીસું,
આકાશી મુગટ પામીસું,
આકાશી મુગટ પામીસું
મરણ નદીની પારે.



જપ

## ૭૪.

*Heaven is a beautiful city.*

૧. આકાશમાં છે એક સુંદર નગર,
છે સોનું તેના રસ્તા.
ખ્રીસ્તને જોવા હું જાઉંછું;
તેની પાસે સદા રેહેવા.
ટેક—હું જાઉંછું ઇશુને જોવા.

૨. તે સુંદર નગરનું અજવાલું
છે ઇસુ રાજાને તારનાર,
જે દેવને દુતોની સાથે
રાજ કરેછે સદા કાળ.

૩. આકાશમાં છે એક સુંદર નગર,
જે યોહાને દર્શનમાં જોયું.
ખ્રીસ્તને જોવા હું જાઉંછું
તમારે માટે છે જગ્યા ઘણી.

## ૭૫.

*I'm a pilgrim bound for glory.*

૧. સ્વર્ગી દેશમાં મારૂં ઘર છે,
મુક્તિ માર્ગમાં ચાલું છું.
જે જે પાપથી થાકી ગયો,
સાંભળ પ્રેમ તું ઇશુને.
ટેક—ઇશુ છે મારો વાહાલો.હાલેલુયા,
હા વાહાલો મારો છે ઇશુ!
ઇશુ છે મારો વાહાલો તારણ-
હારો,
હું પણ તેનો વાહાલો છું!

૨. જાત્રી કેમ જગત ત્યાગીને
તું આ માર્ગમાં ચાલે છે?
મારૂ મન જે ખોટું હતું,
સારૂં કીધું ઈશુએ.

૩. જ્યારે મુક્તીમાં હું આવ્યો
કહ્યું લોકે "તે નાશીશે"
પણ હું આજ સુધી ચાલું છું
બલ ઈશુથી પામીને,

૪. મારાથી લોક અચરતી છે.
કેવલ ઈશુનું છે કામ.
ત્યાં લગ હું પહોંચી આવ્યો.
ધન્ય થાય તેનું નામ.

૫. મરણ સુધી જ્યારે આવીશ,
ત્યારે જાત્રા મુકીશ હું
હું પણ મુક્તનું ગીત ગાઈને
ચાલીશ ઈશુની પાસે.

૭૬.

*I am a Christian soldier.*

૧. હું મુક્તનો છું સિપાઈ,
ને સોર મચાવું છું,
હરખે હું પોકારીને,
કેમ સોર નહીં કરૂં હું,



લોક કહેછે અચરત પામી.
"શું છે એનું કારણ?"
ઈશુની દયા થકી,
મને મલ્યું છે તારણ.

જય જય મશીહા
તું મુક્તિદાતા છે.

૨. ગાએછે સ્વર્ગી દેશમાં
સઘળા દુતો મળી,
હું પણ સુખી થઈને
ગાઉં ખરા મનથી:
રેહેનાર ઈશુ મારામાં,
શેતાન છે નીકળ્યો:
જ્યારે છું સુખથી ભરપુર,
ગાઉં છું હું ખરે.

જય જય મશીહા
તું મુક્તિદાતા છે.

૩. મળીછે પાપની માફી,
બદલાયાં મારાં કામ;
આકાશી સુંદર દેશમાં,
લખ્યું છે મારૂં નામ:
દેવના પવિત્ર લોકો
સાથે હું ચાલું છું,
એ માટે મરણ પછી,
સ્વર્ગી સુખ પામીશ હું.

જય જય મશીહા
તું મુક્તિ દાતા છે.

# ૭૭.

*Oh ! the bleeding Lamb.*

## ઈશુની લાયકી.

૧. પાપ થકી જય લેવાને,
તુંજ કેવળ લાયક છે
શેતાનને સરમાવાને,
તુંજ કેવળ લાયક છે.

ટેક—ઓ પ્રિય ઇશુ
તુંજ કેવળ લાયક છે.

૨. દુષ્ટનો ન્યાય ઠરાવવાને,
તુંજ કેવળ લાયક છે.
ન્યાયને સ્વર્ગ આપવાને,
તુંજ કેવળ લાયક છે.

૩. આકાશી મુંગટ પામવાને,
તુંજ કેવળ લાયક છે
રાજ્યાસન ઉપર બેસવાને,
તુંજ કેવળ લાયક છે.

૪. સ્તુતિ સદા પામવાને,
તુંજ કેવળ લાયક છે
દુતોથી માન લેવાને,
તુંજ કેવળ લાયક છે

૫. મુદ્રિત પુસ્તક ઉઘાડવાને,
તુંજ કેવળ લાયક છે.
જય જય થાઓ ઇશુ તને,
તુંજ કેવળ લાયક છે.





# ૭૮.

*So we'll lift up the banner on high.*

૧. ધરતી ઉપર કરો પોકાર,
પરમેશ્વરની સ્તુતિ.
ધજા તળે થશે જયકાર:
મને મળી મુક્તિ.

ટેક—ઝીલો ઝીલો સિપાઇઓ
આ મુક્તિ ધજાને,
મોત સુધા સર્વદા લોકો
તમે તેની તળે.

૨. પ્રગટ કરૂં મુક્તિ પૂરી
સઘળા લોકની આગળ,
યુદ્ધ પણ કરૂં મરણ લગી
પામી આકાશી બળ.

૩. સિપાઇઓ મુક્તના લડતા
જાઓ,
થાઓ બહુ હીંમતવાન;
જગત દેવને લીધે જીતો,
ઇશુ છે આગેવાન.

# ૭૯.

*Glory to the bleeding Lamb.*

૧. ઇશુએ મુકીને સ્વર્ગનું ઘર
ઇશુને મહીમા હો;
સહ્યુંછે મોત ક્રુશ ઉપર.
ઇશુને મહીમા હો !

ટેક—પ્રભુ ઇશુ દયાવંત,
આ નામથી થાય ઘણો આનંદ
કે, જીવતો કીધો મારો પ્રાણ
ઇશુને મહીમા હો.

૨. થયું પ્રાસ્ચિત્ત પાપીને કાજ
ઇશુને મહીમા હો,
કે, તેઓ પામે સ્વર્ગી તાજ.
ઇશુને મહીમા હો.

૩. જે તેપર કરેછે વિશ્વાસ
ઇશુને મહીમા હો
તેનો કદી નહીં થશે નાશ,
ઇશુને મહીમા હો.

૪. ગયાંછે મારાં સઘળાં પાપ,
ઇશુને મહીમા હો !
ધન્ય હોજો ઇશુ બાપ;
ઇશુને મહીમા હો.

## ૮૦.

*Roll on, dark stream.*

૧. યુદ્ધ છે કઠણ ને દુઃખ અપાર
પણ હવેથી નહીં લાગશે વાર,
સિપાઇઓ લડાઇને મુકી
જાયછે પાર મોતની નદી.

ટેક—વહે મોત નદી, વહે મોત નદી.
તારું પાણી ઉંડું હોય
પણ સિપાઈ પાર જાય છે
સ્વર્ગી દેશમાં.



૨. જો આ યુદ્ધમાં આવે મરણ,
ને ગભરાયછે અંતઃકરણ,
મુકીને આ લડાઈનું રાજ
મોત નદીપાર જાએ પામવા
તાજ.

## ૮૧.

*All round the world.*

૧. આખા જગમાં ચાલેછે ફોજ
મુક્તી,
આખા જગમાં પામેછે લોક
માફી,
આખા જગમાં સિપાઇને બલ-
વાન જો.
મુક્તીની ધજાને ઝાલીને ઉ-
ડાવો.

ટેક—ઉડાવો, ઉડાવો, ધજાને ઉડાવો;
જગના છેડા સુધી ધજાને ઉ-
ડાવો.

૨. આખા જગમાં લડાઇમાં ચા-
લીએ,
આખા જગમાં ફોજને ચડા-
વીને,
આખા જગમાં વાગેછે વાજીંત્રો
ખ્રિસ્તને લીધે મુક્તીધજાને
ઉડાવો.

૩. આખા જગમાં છે ખ્રિસ્તનો
પ્રેમ અપાર,
આખા જગમાં વહે છે લોહીની
ધાર,
આખા જગમાં તેમાં નાહે લોકો.
લોહી તથા આગ થકી ધ્વજાને
ઉડાવો.

## ૮૨.

*I am saved.*

૧. બચી ગયો, બચી ગયો;
મળી મુક્તિ પુરી.
ઇશુએ બચાવ્યો
સર્વ પાપથી, સર્વ પાપથી.
ટેક—હાલેલુયા, હાલેલુયા!
હાલેલુયા થાય ઇશુને!
હાલેલુયા, આમેન.
૨. પ્રેમ અપાર, પ્રેમ અપાર
મને ખ્રિસ્ત કરે છે.
કહ્યું મને તેણે
"સુખી રહે, સુખી રહે."
૩. સાફ થયો, સાફ થયો;
હું ભરપુર છું સુખથી.
મને ઊધાર મળ્યો.
સર્વ દુઃખથી, સર્વ દુઃખથી.
૪. ગાઓ સ્તુતિ, ગાઓ સ્તુતિ
હીંમતવાન સિપાઈઓ,





દેવની મોટી પ્રીતિ
વખાણો, વખાણો.

## ૮૩.

*We'll stem the storm' it won't be long.*

૧. આકાશમાં લખ્યું મારું નામ,
જો હોય મને ખાતરી
તો બીહીકને શકથી છે આરામ
ને મનમાં શાંતિ પૂરી.
ટેક—હોય તુફાન, હોય તુફાન હામ
રાખીએ,
જલદી લંગર નાંખીએ.
૨. જયારે દુઃખનું મોટું હોય તુફાન
ને મોજા જોર કરે,
શી બીહીક મને, થાએ સમા-
ધાન
કે જાઉં દેવની પાસે.
૩. ત્યાં સદાકાલ કરીશ આરામ
સ્વર્ગી સુખના વાસમાં;
ત્યાર દુઃખને શોક મને નહીં થાય
જયાર જઇશ આકાશમાં.

## ૮૪.

*All Hail the power of Jesus' name.*

૧. ઇશુના નામને હો જયકાર,
જગતનો ત્રાતા છે;
આખી પૃથ્વીપર જય તારનાર!
જયકાર સદા તને!

ટેક—જયકાર ! જયકાર ! જયકાર
સદા તેને !
૨. સર્વ કુળ ને દેશ જાતના લોકો
તેનો ઉપકાર માનો,
અંતસુધી તેને જય હોજો:
ઇશુને વખાણો.
૩. મુક્તિ પૂરી પ્રગટ કરજો
સિપાઇ જે છે લડનાર,
ઇશુના પગ આગળ નમો
સદા તેને જયકાર.

## ૮૫.

*Christ for me.*

મારૂં મન સ્થિર છે હે પ્રભુ, તારા-
પર:
ને એકજ વિચાર છે મારો,
ખ્રીસ્ત મારો
છે મારો રાજા ને તારનાર;



આ જગતમાં મુક્તિ લાવનાર;
ને અંત સુધી શ્વાસ ગાનાર,
ખ્રીસ્ત મારો
ધનમાં જો કરોછો હરખ,
ખ્રિસ્ત મારો
તેમાં નથી શાંતિ જરાક;
ખ્રીસ્ત મારો
તારૂં સોનું નાશ થઇજશે,
તારૂં માન પણ જતું રેહશે;
મારો હીસ્સો સદા ટકશે,
ખ્રીસ્ત મારો
હમણા કોણ ગાઇશકેછે,
ખ્રીસ્ત મારો
મારૂં અજવાળને સત્ય છે,
ખ્રીસ્ત મારો
આવો કુશળતા કરીએ
મરણ સુધી સાચાં રહીએ
ને તે દાહાડે મેળાપ કરીએ,
ખ્રીસ્ત મારો

---

# પવિત્રતાનાં ગીતો.

---

કે બધા લોક આ જગતમાં સઘળા પાપથી છુટા રહે.
દેવનો હુકમ એવો છે કે તમે પવિત્ર થાઓ.

## ૮૬.

*Would Jesus have the sinner die?*

૧. જો ઇશુ એમ નહીં ચાહેછે,
કે લોક પાપથી મુક્તિ પામે;
શા કારણથી થયું પ્રાયશ્ચિત્ત,
ને વૈરી ઉપર કરી પ્રીત.
પ્રાર્થના કરી વધસ્તંભ પર,
કે "બાપ તું તેઓને માફ કર."

૨. પ્રિય પ્રાશ્ચિત્ત થએલું હાલવાન,
તારૂં મોત છે મારૂં કલ્યાણઃ
તારૂં મોહોટૂં નામ હું દેખાડું,
ને સઘળા લોકને સમજાવું,
કે આખી પૃથ્વી પર સાંભળે,
તું એવો મુક્તિદાતા છે.

## ૮૭.

*Rock of Ages.*

૧. જીવતી ખડક કરી આડ
મારા ઉપર છાયા પાડ,
તારી કુખથી વહ્યું જલ,
તથા લોહી; તેનું ફલ;
થાઓ પાપના બે ઇલાજ,
દોષ મટાડો; ટાળો રાજ.

૨. મારા હાથનાં ઘણાં કર્મ,
પુરાં કરતાં નથી ધર્મ;
તારો હોંસ નિરંતર હોત,
તારો આત્મા સદા રોત;
તો પણ કેવલ પ્રાશ્ચિત્ત,
તારી શકે છે અચીત.

૩. ખાલી હાથે આવું છું,
તારૂં ઈમાન લાવું છું;
નાગો, માગું છું લેબાસ,
અબલ, કરૂં છું વિશ્વાસ;
તારે ઝરે મને લાવ,
મને ધોઇને બચાવ.

૪. ટકે જીવનનું અજવાલ,
અથવા આવે અંતકાલ;
તારી આગળ હોઇને,
ને ન્યાયાસન જોઇને;

જીવતી ખડક કરી આડ,
મારા ઉપર છાયા પાડ.

## ૮૮.

તન મન ને ધન તને અરપી
જીવીસ મરીસ તારે માટે,
થાઈશ તારો નામનો સાક્ષી
મફત પુરી મુક્તિ વિશે.
ટેક—શુદ્ધ કરનાર લોહીને જોઉંછું,
તેમાં પડી શુદ્ધ થાઉંછું:
શુદ્ધ કરીને છુટાવેછે,
સ્તુતિ સદા થાય ઈશુને.

## ૮૯.

*Jesus, I my cross have taken.*

૧. ઈશુ વધસ્તંભ લઈને,
તારી પાછળ જાઊંછું;
રાંકડો તથા નમ્ર થઈને,
તારો સેવક થાઊંછું.
૨. મરો સર્વ મત અહંકાર,
જગના છંદ તથા અજ્ઞાન;
તો પણ મારી હાલત સારી,
મને દેવનાં ઘણાં દાન.
૩. મારા આત્મા જાણી મુક્તિ,
કાડી મુકજે પાપી ડર;
ને કરીને સંતુષ્ટ યુક્તિ,
જે કરવાનું છે તે કર.



૪. જાણી તને કેવો આત્મા,
જાણી પ્રભુને પ્રસન્ન;
કુશળ થજે તેના હાથમાં,
રાખજે પુત્રરૂપી મન.

## ૯૦.

*Never mind me.*

## કંઈ ફીકર નહી.

૧. તમારી ઉપર લોક દ્વેષ કરે,
કંઈ ફીકર નહીં:
આબરૂ વગર તેઓ ગણે તમને,
કંઈ ફીકર નહીં.
જગત લોક કહેશે કે નાત
નીચી છે,
તેની પાસે હમે નહીં જાઈએ;
ઈશુ જાણેછે, તમને નહીં ભુલશે,
કંઈ ફીકર નહીં.
૨. જો સેતાન તમને કેદમાં નાખેછે,
કંઈ ફીકર નહીં:
ને પાપી લોક પથરથી મારેછે,
કંઈ ફીકર નહીં.
ઈશુને લીધે તમે ઉભા થાઓ,
હમેશા મુક્તિફોજમાં સ્થિર
રહેો.
આકાશમાં તમારૂં ઘર છે ખરૂ,
કંઈ ફીકર નહીં.

## ૯૧.

૧. હે મારા તારનાર તારો પ્રેમ
છે પુરો છે અમર,
તે પ્રેમ અપાર, અનંત, અવશ્ય,
દેખાડ્યો મારા પર.

ટેક—વધસ્તંભ જો ઉંચકીશું,
હમે મુગટ પામીશું.
મરણ નદીની પારે,
પ્રભુ ઇશુની પાસે.

૨. હું મારૂં મન ને મારૂં ધન,
જે હોય મારી કણે;
ને મારો જીવ ને મનનો ભાવ,
સો સોંપું છું તને.

૩. પરાતપરની જે યોગ્યતા
હું તારામાં દેખું,
હું તેના ઉપર ધ્યાન ધરી,
સૌ ભરોસો ટેકું.

૪. સરમનો પણ જે મર્ણ સ્થંભ.
તે રાજીથી સહ્યો;
તે સંભારી મારો આત્મા,
પ્રેમે ભરપુર થયો.

૫. હે પ્રભુ મારા હયામાં,
હું રાખું તારૂં સ્મરણ;
ને મારા જીવના દાહાડામાં
ના ભુલું તારૂં મરણ.

## ૯૨.

*Precious souls are dying.*

૧. પાપી લોક મરેછે, મને યુદ્ધ કરાવ.
તારૂં નામ પ્રગટ કર. બલ તું
મને આપ.
લડાઈ વધેછે, સેતાનનું રાજ
પડશે.
ઇશુ ખરો તારનાર, અંત સુધી
ટકશે.

ટેક—આખું મન સોંપું છું, દરેક
રોજ,
જે જે થાય, પાપીને તારવા.

૨. વધસ્થંભ ઉચકીને, પાછળ ચાલું
છું;
ઇશુ આગેવાન છે શાથી બી-
હીશ હું.
વૈરી સામા ઉઠે, માબાપ મુકદે,
તું છે મારો તારનાર, મને નહીં
મુકશે.

૩. જો આ કઠણ યુદ્ધમાં, પામીશ
હું મરણ,
સ્વર્ગના સુખમાં જાઇશ ઇશુને
સરણ.
ઇશુએ મોત સહ્યું પાપીઓને
કાજ;
માટે અંત કાલ સુધી સાથે
કરોશ રાજ.

# ૯૩.

*O spotless Lamb.*

## નિષ્કલંક ઈશુ.

૧. હું આવુંછું નિષ્કલંક ઈશુ,
તારાથી નહીં રહું દુર;
પાપની સાંકળ તોડો પ્રભુ,
મારાં પાપ કરો દુર,

ટેક—મારાં પાપ કરો દુર.
મારાં પાપ કરો દુર,
હું આવુંછું નિષ્કલંક ઈશુ,
મારાં પાપ કરો દુર.

૨. પાપનો બોજ થયોછે ભારી,
હે પ્રભુ મને બચાવો;
આપો મને શાન્તિ પુરી,
શુદ્ધતા પણ મનમાં દો.

૩. તારા લોહીમાં નાહીને,
સાફ થઈને પામુંછું હામ;
વિશ્વાસના હાથો ધરીને,
જાઉંછું સ્વર્ગી ધામ,

ટેક—હવે હું છું સફેદ,
હવે હું છું સફેદ.
તારા લોહીમાં નાહીને,
હવે હું છું સફેદ.



# ૯૪.

*What shall I do to be clean.*

૧. સફાઈ પામવા શું કરૂં?
પાપ કરવાથી છે મન થાકેલું,
સંદે તથા ભય,
તથા સઘળાં પાપથી
મારૂં મન દુઃખથી છે ભરેલું
હું શું કરૂં,
સફાઈ પામવા શું કરૂં?

૨. સફાઈ પામવા શું કરૂં.
માણસ પાપ વગર જગમાં
કેમ રહે.
છુટકો પામીને
દેવની સેવા કરે:
મુક્તિપુરી શી રીતે થશે?
હું શું કરૂં
સફાઈ પામવા શું કરૂં?

૩. સફાઈ પામવા શું કરૂં?
ઈશુ પાપથી તારવા મુઓછે
તેની પાસે જાઈશ,
તેના લોહીમાં નાહીશ
ને પાપપર મને જય પમાડશે
આ હું કરૂં,
ઈશુની પાસે હું જાઉં.

ચોગમ છે સઘળુ અંધારૂ,
હાલત નીરાશા છે અપાર.
પ્રભુ તું છે પાપ મટાડનાર,
પાપ મારાં જે છે કર નાશ,
થઇ મારા જીવનો તારનાર,
મારા મનમાં કર પ્રકાશ.
હે પ્રભુ હું છું આવનાર
આવનાર
આવનાર તારી પાસે.

## ૧૦૧.

*When I survey the wondrous Cross.*

૧. જ્યારે કાલવરી ગમ જોઊંછું.
જ્યાં મરતો છે દેવનો અવતાર,
જગનું ધન ધુળ જેવું ગણું.
ને મનમાં રાખું લાજ અપાર.
ટેક—વધસ્તંભ ઉપર લોહી વહેવડાવ્યું
ત્યાં થયો ઇશુ પ્રાશ્ચિત્ત,
પણ પાછો ઉઠી સ્વર્ગમાં ગયો,
જ્યાં છે શાંતિ ને પૂરી પ્રીત.
૨. હંકાર કરૂં, દેવ મને વાર,
એકજ થાએ હંકારનું કારણ;
કે, થવાને જગનો તારનાર,
દેવે કીધું પાપ નિવારણ,
૩. ભારે કષ્ટથી ઇસુ ખ્રિસ્તે,
હાંક, મારીને કીધું પ્રાશ્ચિત્ત.
રડવું આવે પ્રભુ મને
જોવાથી તારી મોટી પ્રીત.





૪. જગનું ધન જો સર્વ મારૂં હોત,
પૂર્ણ ન થાત આપવા તને.
તન, મન ને ધન હુ સોંપું છું.
ને સૌ જે હોય મારી કને.

## ૧૦૨.

*I am coming to the Cross.*

૧. આવું છું વધસ્તંભ પાસ,
છું ગરીબ કંગાલ લાચાર.
સઘળી ચીજ છે જેવું ઘાસ;
પૂરી મુક્તિ છું પામનાર.
ટેક—તારા પર રાખું આધાર,
તું છે મોટો ને અપાર,
નમું તારા વધસ્તંભ પાસ,
અખંડ રહું તારો દાસ.
૨. આપુંછું સઘળું તને,
આ પૃથ્વીનું બધું ધન;
જે કંઇ છે મારી કને,
પ્રગટ કરે તારૂં માન.
૩. માનુંછું તારાં વચન,
પામુંછું પવિત્રતા;
રાખીશ તારાપર ઇમાન.
ઇશુનો થાઓ મહિમા.

## ૧૦૩.

***Come in, my Lord, come in.***

૧. મહી આવ પ્રભુ મહી આવ,
મન મારામાં તું વસ,

મહી આવ ને લોહીથી શુદ્ધ કર,
તું મારાથી ના ખસ,
તારો સંપુરણ પ્રેમ,
મારા મનમાં વધાર,
તારા વગર સાંતિ થાય કેમ,
મારામાં તું પધાર.

ટેક—મહી આવ પ્રભુ મહી આવ,
મન મારામાં તું વસ,
મહી આવ ને લોહીથી શુદ્ધ કર,
તું મારાથી ના ખસ.

૨. મહી આવ પ્રભુ મહી આવ,
તારૂં બલ કર પ્રકાશ;
આવ ને મને પાપથી બચાવ,
ભુંડાઇનો તું કર નાશ.
તારાં સઘળાં વચન,
પ્રભુ તું પૂરાં કર,
કે સઘળા લોક ટેકે ઢીંચણ,
આપી પૃથ્વી ઉપર.

૩. પ્રભુ તું છે આવનાર,
મને લાગેછે એમ;
વાણી તારી છું સાંભળનાર;
"આપુંછું પુરો પ્રેમ"
આકાશ પૃથ્વીઉપર,
ઇશુને મહિમા હો,
કે મારા અંતઃસકરણમાં,
તું વસનાર છે ખરો.



## ૧૦૪.

*Jesu, lover of my soul.*

૧. ઇશુ મન પર હેત કરનાર,
તું છે મારો વિશ્વાસસ્થાન,
જ્યારે આસપાસ છે અંધકાર,
ને જોર કરેછે તુફાન.
દયા રાખી મારા પર,
તુફાનથી મને બચાવ.
અંતે મારો કબજો કર,
તારા રાજમાં મને લાવ.

૨. કૃપા પૂરી જે છે તારી,
મારાં પાપ મટાડેછે.
સફાઇ પૂરી જે છે મારી,
તારૂં લોહીથી થાએછે.
ઇશુ મન પર હેત કરનાર,
તું છે મારો વિશ્વાસસ્થાન,
જ્યારે આસપાસ છે અંધકાર,
ને જોર કરેછે તુફાન,

## ૧૦૫.

*Follow, follow, I will follow Jesus.*

૧. જ્યારે લડાઈ વધારે ને વૈરી
કરે જોર,
સૌથી આગળ ચાલનાર થાઈ,
ઈશુ હમને દોર.
ભય મૂકી દઇને જઇએ જે
જોખમનું છે સ્થાન,
ચાલીએ તારી પાછળ ઇશુ
આગેવાન.

ટેક—તારી પાછળ પાછળ હું ચાલું છું,
જે જગ્યા જે દેશો હુકમ આપે તું,
તારી પાછળ પાછળ હું ચાલું છું
જે દેશોમાં હુકમ તારો ઓ પ્રભુ.

૨. હમારા કરતાં તું પણ છે ભારે
કષ્ટ વેઠનાર,
માટે જેમ હુકમ આપે તેમ
થાઇશું ચાલનાર.
જે રસ્તામાં ચાલીએ છીએ તું
ગયો છે ઇશુ,
એમ માટે હમે તારી પાછળ
ચાલીશું.

૩. એકલીજ સાક્ષી આપવાથી,
પ્રીતિ નહીં દેખાડું,
પણ ચાલમાં કરણીઓથી સઘ-
ળાને સમજાવું.
રસ્તામાં હશે ઘણુંજ દુઃખ ને
દેહ પાછી હઠે,
પણ તારાથી બળ પામી આગળ
ચાલીએ.

## ૧૦૬.

*My comrades dear, who love the Lord.*

૧. પ્રભુને પ્રેમ કરનાર મિત્રો
ને ચાખનાર ઇશુની વાતો,
ચાલો તેના માર્ગમાં;
જગતમાં છે તખલીફ ને દુઃખ,
સ્વર્ગમાં વધારેશે આપણું સુખ,
જ્યારે જઇએ પૈ કુંડમાં.
હવેથી આકારા છે સરૂ,
રાજ્યાસનથી છે વહેતું;
ખ્રિસ્તના રાજ્યાસનથી.
આવેછે જેમ પાણીની રેલ,
પીતા પીતા છીએ ભરેલ,
તો પણ છીએ તરસ્યા.

## ૧૦૭.

*Oh speak, while before thee I pray.*

૧. પ્રિય ઇશુ જગતત્રાતા,
રહેનાર છું હમેશ તારી પાસ.
જે આશા છે મારા મનમાં,
તારા પ્રેમથી કરજે પ્રકાશ,
ટેક—તું કહે, તું કહે,
તું કહે જ્યારે હું તારી આગળ છું,
ને જે તું મને બતાવે છે,
તે પ્રમાણે હે પ્રભુ કરીશ હું.

૨. પ્રેમ જે તારો છે, હું જાણું
જે જાણ્યા કરતાં છે અધીક,
જ્યારે પ્રેમથી છે મન ભરેલું,
મટેછે સંદેહ ને બીક.

૩. સ્વાર્થ દૃષ્ટિ દૂર નાખી,
તારી ઇચ્છા સારૂ જીવું;
કે સદા મારી ચાલ થકી,
તારો મહિમા દેખાડું.

# ન્યાયના દિવસનાં ગીતો.

## કે પાપી લોકો ચેતે ને મરવા તૈયાર થાએ.

---

### ૧૦૮.

*You will see the Judge descending.*

૧. ન્યાય કરનાર ઉતરી આવશે
—તે દહાડે.

ટેક { પણ આકાશનાં સુંદર ગીતો
નરમ અવાજથી સાંભળીશું.

૨. તમે જગતને બળતું જોશો
—તે દહાડે.

૩. તમે વીજળી ચળકતી જોશો
—તે દહાડે.

૪. તમે ગર્જના પણ સાંભળશો
—તે દહાડે.

૫. પાપી દુઃખથી હાય હાય કરશે
—તે દહાડે.

૬. સર્વે મુવા ઉઠી જાગશે
—તે દહાડે.

૭. તમે તારા પડતા જોશો
—તે દહાડે.

૮. તમે ઇશુને આવતાં જોશો
—તે દહાડે.

૯. પાપીઓ તમે શું કરશો
—તે દહાડે.

૧૦. તમે બીકથી થર થર કાંપશો
—તે દહાડે.

૧૧. ફોજ હમારી તૈયાર થશે
—તે દહાડે.

### ૧૦૯.

*Death is coming.*

૧. પાપી તમે કયાં જાઓછો,
કેમ તમે મરશો;
જો ઇશુ પાસે નહીં આવો,
નરકમાં પડશો.

ટેક—મરણ આવશે, આવશે, આવશે
ને ન્યાયનો દિવસ;
વહેલા આવો, વહેલા આવો,
ઇશુની પાસે.

૨. સેતાનની ઘણી ઇચ્છા છે
નાશ કરવા તમને;
ઇશુ બચાવવાને લીધે,
ક્રુસ પર મુઓ છે.

૩. ઉત્રી આવશે ઇશુ ખ્રીસ્ત,
ન્યાયાસનપર બેસશે;
પાપી લોકોને સજા મારી,
નરકમાં નાખશે.

૪. શોક કરીને નીરાશ થઇને,
પોંચશો નરકમાં;
દાંત પીસવું ને રડવું થશે,
સર્વકાલીક આગમાં.

૬. નક્કી જાણો મુક્તિનો દિવસ,
હમણાજ છે ખરો;
કાલનો વાયદો ના કરીને,
પાપથી બચીજાઓ.

## ૧૧૦.

*The Roll-call.*

### હાજરી.

૧. જ્યારે હાજરી લેશે સ્વર્ગમાં,
સિપાઇઓનાં નામ વંચાય,
હાજર થઇશ મારી જગ્યામાં:
વિજ્યાનંદ મને થાય.

ટેક—દૂતો હાજરી પત્રક વાંચો,
હવેથી ન લાગે વાર;
મારૂં નામ જ્યારે બોલશો,
જવાબ આપવા છું તૈયાર.

૨. જ્યારે હાજરી લેશે સ્વર્ગમાં,
મુક્તિફોજ હાજર થશે.





ઉજળાં વસ્ત્ર સઘળા પહેરીને,
દેવ આગળ ઉભા રહેશે.

૩. જ્યારે હાજરી લેશે સ્વર્ગમાં,
થર થર કાંપશે પાપી લોક:
દેવથી ભારી સજા પામીને,
સર્વ કાલ સુધી કરશે શોક.

## ૧૧૧.

તૈયાર થા હે પાપી.
તૈયાર થા તે ન્યાયના દિવસમાં,
જ્યારે તેની આગળ જશે તું
તું તે દાહાડે થા તૈયાર.
શુદ્ધ તારાં વસ્ત્રો થશે, શું !
તું તે દાહાડે થા તૈયાર.

### પોકાર.

હે મારાં ઘણા થયાં પાપ,
કેમ થઇશ હું તૈયાર.
કોઈ ન કરી શકશે તેનાં માફ,
કેમ થૈશ હું તૈયાર.
હું તીરથ ગયો બહુ વાર,
કેમ થૈશ હું તૈયાર.
પણ વત્તો થયો પાપનો ભાર,
કેમ થૈશ હું તૈયાર.
હું પેલા ફરતો જીવન બહાર,
કેમ થૈશ હું તૈયાર.

## મુક્તિફોજનો જવાબ.

એક તીર્થમાં તું શુદ્ધ થશે,
તે તીર્થમાં તું આવ.
તે પ્રભુ ખ્રિસ્તનું લોહી છે,
તે તીર્થમાં તું આવ,
પસ્તાવો કરીને તું આવ,
તે તીર્થમાં તું આવ,
જીવ પોતાનો તું તર્ત બચાવ.

## ૧૧૨.

*When the stars begin to fall.*

૧. ન્યાય કરનાર ઊતરશે.
રાજ્યાસન ઊપર બેશીને,
જગતનો ન્યાય કરાવવા;
જ્યાર 'કાશથી પડશે તારા.
ટેક—પાપી પાપી તમે ડરશો,
જ્યાર 'કાશથી પડશે તારા.
૨. સૂરજ થશે અંધકાર,
વિપત્તિ થસે જગમાં અપાર;
ભયથી નિરગત થશે પાપી,
જ્યાર પડશે તારા 'કાશથી.
૩. ગર્જના થશે આકાશ,
ચોગમ કરશે વિજળી પ્રકાશ,
પાપી હાય હાય પોકારશે,
જ્યાર 'કાશથી તારા પડશે.

ન્યાયનો દિવસ

૪. આગળ ઊભા રહે લોક,
પાપીઓ કરતા ઘણાજ શોક,
સાંભળશે દેવની વાણી,
જ્યાર પડશે તારા 'કાશથી.
૫. "ભુંડાઈ કરનાર જા દુર,"
ભારે કષ્ટ પામીને ભરપુર;
નર્કની આગમાં બળશે,
જ્યાર 'કાશથી તારા પડશે.

## ૧૧૩.

*Day of Judgment, day of wonder.*

### ઈન્સાફ દહાડે.

૧. ઈન્સાફ દહાડે અચરત પામી,
રણશીંગડાના નાદ સાંભળો;
ગર્જે છે હજાર ગર્જનાથી,
આખી સૃષ્ટી હલવી જો.
ગભરાએ છે ગભરાએ છે,
ગભરાએ છે પાપીઓ.
૨. જુઓ આવતો ન્યાય કરનાર,
તાજ પેહેરીને માથાપર,
સિપાઇને જે છે રાહ જોનાર,
સુખનું વચન આવશે બર.
પ્રિય ત્રાતા પ્રિય ત્રાતા,
મને પણ તું કબુલ કર.

૩. આવશે ઈન્સાફ દહાડો જ્યારે;
રે પાપીઓ શું કરશો.
નિરાશ થઈને તમે ત્યારે.
પાપના હાલથી કેમ ફરશો.
રે પાપીઓ રે પાપીઓ,
નર્કની આગમાં પડશો.

## ૧૧૪.

*Hell is darkness.*

૧. નર્ક ઉંડું છે, ઘોર અંધકાર;
રે પાપી પસ્તાવો કર.
સ્વર્ગ છે અજવાલ, સુખ અ-
પાર,
પ્રકાશ કરે તારા પર.
ટેક—પાપથી ફરીને માફી પામ,
સદા ગા દેવની સ્તુતિ:
મહિમા થજો તેનું નામ.
આપનાર છે પૂરી મુક્તિ.
૨. નર્ક આગ છે, નહીં હોલાય
રે પાપી બચ તે દુઃખથી:
ઈશુ તારનાર, તને આપે,
મફત ને પૂરી મુક્તિ.
૩. મરતો જો ઈશ્વર અવતારને,
પાપી ડર તું મરશે કેમ?
આવી ભજ આ તારનારને,
મુક્તિ પૂરી થશે એમ.





## ૧૧૫.

*When the mighty mighty trump sounds.*

૧. રણશીંગડું આકાશથી હાલ
વગાડતાં જો
સર્વ લોકો મુએલા ઉઠી જા-
ગતા જો.
ટેક—રણશીંગડું જ્યારે વાગશે,
બોલાવા હમને,
પાપીઓ તૈયાર થાઓ, દેવને
મળવાને.
૨. દુતોની ફોજ સાથે ઈશુ આવતો
જો.
રે પાપી નાશ પામેલા, તમે શું
કરશો.
૩. પાપીઓ નરકમાં રડતા રડતા
જો.
પવિત્રો આકાશમાં આનંદ
કરતાં જો.

## ૧૧૬.

*Why wilt thou die?*

૧. અરે પાપી,
તું પામશે માફી;
જો અંધકારમાં ચાલતો હશે;
પડશે બોજ તારો,

ને થશો સાજો,
જ્યારે ઇશુની પાસે જશો.

ટેક—રે તું કેમ મરશે ?
તું કેમ મરશે ?
પાપી, પાપી કેમ ?

૨. પાપથી થાકેલાં,
દુઃખથી ભરેલા ;
પુર આનંદ ચાહેછે પામવા,
શાંતિ જે ત્રાતા
આપેછે સદા,
તારાં પાપ ને દુઃખ નાશ કરવા.

ન્યાયનો દિવસ

૩. મરણ છે પાસ
લેવા તારો શ્વાસ,
શેતાન તને બાંધવા છે તૈયાર.
કરીશમા વિલંબ,
પણ આવ તું એકદમ,
જ્યાર છે તારે લીધે તારનાર.

૪. દુઃખ ભયંકર,
આવશે તારાપર ;
જ્યાર જગ્યા નહીં મળે સ્વર્ગમાં.
સદા રહીશ બહાર,
જ્યાં છે અંધકાર,
પામવા કષ્ટ અંત કાલ નર્કમાં.

# ગીતો પ્રાર્થનાની સભાને વાસ્તે.

## કે પાપીઓ પસ્તાવો કરે.

---

**૧.**

તમે ચાલતા ચાલતા પહોંચશો
 નર્કમાં,
તમે ચાલતા ચાલતા પહોંચશો
 નર્કમાં,
તમે ચાલતા ચાલતા પહોંચશો
 નર્કમાં.
પણ ઇશુ ઇશુ તારવા છે તૈયાર.

**૨.**

મારે લીધે મારે લીધે,
જીવ આપ્યો છે તેણે,
હું પાપી ને તુજ લોહીથી,
ખરીદ્યો છે મસીહ.

**૩.**

રે ફરો, રે ફરો, કેમ પામશો મરણ,
જ્યારે દેવ, દયાથી, આવેછે સરણ?
ઇશુબોલાવેછે, આત્માકહેછે "આવો,"
દુતો પણ કહેછે ભલે પધારો.

**૪.**

વધસ્તંભ પાસ જગ્યા છે,
વધસ્તંભ પાસ જગ્યા છે.
મોહટા ગરીબને લીધે,
વધસ્તંભ પાસે.

**૫.**

પ્રભુનો પ્રેમ બહુ મીઠો છે,
પ્રભુનો પ્રેમ બહુ મીઠો છે,
પ્રભુનો પ્રેમ બહુ મીઠો છે,
પ્રભુ, પ્રભુ, પ્રભુનો પ્રેમ.
ઇશુનું લોહી બહુ મુલવાન છે
ઇશુનું લોહી બહુ મુલવાન છે,
ઇશુનું લોહી બહુ મુલવાન છે;
ઇશુ, ઇશુ, ઇશુનું લોહી.

**૬.**

એક ઝરો પાસે છે,
જે ખ્રિસ્તની કુખથી વહી,
પાપીને કાજ ઊઘાડેલું,
સિપાઇના ભાલાથી.

## ૭.

તમે ઉઘાડો, ઉઘાડો,
ઇશુને માંહે તમે આવવા દો.
માંહે ચળકશે અજવાળું.
જ્યારે આવશે ઇશુ,
તેને માંહે તમે આવવા દો.

## ૮.

મતવાલા આવે, ને હઠનાર પણ
આવે,
દુરભાષણ કરનાર ને પાપી આવો રે :
જો વિશ્વાસ તમે રાખો ને લોહીમાં
શુદ્ધ થાઓ,
તો સર્વકાળ સુધી દેવની સાથે રાજ
કરશો.

## ૯.

પ્રભુ ઇશુના વાહલા થઇ જાઓ,
નહીં તો સ્વર્ગ ના મળશે.
હું પ્રભુ ઇશુનો વાહલો છું,
ને મરણ પછી ત્યાં જઇશ.

## ૧૦.

મરણ આવશે, આવશે, આવશે.
ને ન્યાયનો દિવસ,
વહેલા આવો, વહેલા આવો,
ઇશુની પાસે.



## ૧૧.

ઓ કેમ મરો છો, કેમ મરો છો
પાપી, પાપી કેમ.

## ૧૨.

હું શું કરું, હું શું કરું,
માફી પામવા શું કરું.
આ હું કરું, આ હું કરું,
ઇશુની પાસે આવું.

## ૧૩.

હું જાણું છું, હું જાણું છું,
ઇશુ મારે લીધે:
વધસ્તંભપર લોહી વહેવડાવ્યું,
પાપથી છોડાવવાને.

## ૧૪.

આવ પાપી આવ, આવ.
આવ પાપી આવ, આવ.
તું મારી સાથે ચાલ.
આકાશી ઘર, હું જલદી જાઉં છું.

## ૧૫.

હરખાવ સિપાઇ,
સમય પાસે છે ;
જ્યારે ખ્રિસ્ત ઇશુ આવશે
તમને બોલાવવાને.

મસાલો લઇને તેને મળવા જાઓ,
તેને મળવા જાઓ, તેને મળવા
જાઓ.
તમે તૈયાર થાઓ, તમે તૈયાર થાઓ,
પાપી તૈયાર થાઓ, તેને મળવાને.

## ૧૬.

પાપ કદી ઢંકાઇ નહીં રહે,
દેવના અજવાલમાં.
પણ પાપી માફી પામે,
દેવના અજવાલમાં.
દૂત પાણીને હલાવે છે,
હલતું હલતું જો,
પાપી માંય ઉતરીને,
સાજો થાએ છે ખરો.

## ૧૭.

ઇશુની પાસ આવ,
ઇશુની પાસ આવ,
ઇશુની પાસ આવ હમણાં,
હમણાં, હમણાં.
વિશ્વાસ રાખો,



વિશ્વાસ રાખો,
વિશ્વાસ રાખો હમણાં,
હમણાં, હમણાં.
તે બચાવશે
તે બચાવશે,
તે બચાવશે હમણાં,
હમણાં, હમણાં.

## ૧૮.

પાપનાં કલંક ધોશે કોણ?
મન મારૂં શુદ્ધ કરશે કોણ?
ઇશુનું લોહી છે વહેતું.
અમુલ્ય છે આ ખુન,
જેથી હું શુદ્ધ થાઉં,
હું બીજું શું શોધું?
ઇશુનું લોહી છે વહેતું.

## ૧૯.

ઇશુ બલવાન મુક્તિ દાતા,
ઇશુ બલવાન, ઇશુ બલવાન,
ઇશુ બલવાન મુક્તિ દાતા,
ઇશુ સર્વ શક્તિવાન.

# ગીતો પવિત્રાઈની સભાને વાસ્તે.

## કે દેવના સીપાઈઓ પવિત્રાઈ પામે.

---

### ૨૦.

સાથે ચાલો ચાલો દેવ,
આખો માર્ગ મરણ સુધી,
મારી સાથે ચાલો દેવ.
સાથે રહો રહો દેવ,
આખો માર્ગ મરણ સુધી,
મારી સાથે રહો દેવ.
મને ઝાલો ઝાલો દેવ,
આખો માર્ગ મરણ સુધી,
મને ઝાલી રાખો દેવ.

### ૨૧.

માહરૂં નહીં, નહીં, નહીં,
ઇશુ હું તારો છું,
જેટલું છે પોતાનું ધન,
તારૂં સદાકાળ થશે.

### ૨૨.

ઇશુ,ઇશુ,હાજર હમેશ, છે ઇશુ.

### ૨૩.

સંપૂરણ, સંપૂરણ,
સંપૂરણ છે આ મુક્તિ,
ઇશુએ પ્રાણ,
કીધો બલીદાન,
કે આપે મને મુક્તિ.

### ૨૪.

ઓ પ્રિય ઇશુ,
તું કેવળ લાયક છે.

### ૨૫.

બચાવશે ને રાખશે, સુખ આપશે તે
તને,
ને ચીન્તા મટાડશે, ઇશુ.
કેમકે મારે લીધે એમજ કર્યું તેણે.
માટે સદા આનંદમાં રહુંછું.

### ૨૬.

મારા મનમાં વસ હે પ્રભુ,
તારે લીધે જગ્યા છે ત્યાં;
મહી આવ, મહી આવ હે પ્રભુ,
તારે લીધે જગ્યા છે ત્યાં,

## ૨૭.

"પ્રીતિમાં ચાલો," ઈશુએ કહ્યું,
છોકરાં, તમારા બાપના હુકમ માનો;
"પ્રીતિમાં ચાલો" ઈશુએ કહ્યું:
છોકરાં તેના હુકમ માનો.

## ૨૮.

જે ઝરો વહે છે ખ્રીસ્તની કુખથી
ત્યાં પામુંછું સફાઈ પૂરી;
બોજ ઉતારે છે, ઈશુ મારાથી;
છૂટકો પામુંછું સઘળા પાપથી.

## ૨૯.

પ્રિય તારનાર પાસે આવ,
નમુંછું તારા વધસ્તંભ પાસે:
ઈચ્છા તારી મને જણાવ,
કે તેથી મને બુદ્ધિ મળે.

## ૩૦.

જે કંઈ છે, હું લાવુંછું સ્વામી,
તારાં પગલાંમાં હું ચાલીશ;
થાઓ શાંતિ, થાઓ સંકટ,
હે પ્રભુ, આગળ ચાલીશ હું.

## ૩૧.

મારા આત્મામાં આવ સંબોધક,
મનમાં તું થા પ્રકાશ;
થા મારા જીવનનો શિક્ષક,
જ્યારે નહીં મળે આકાશ.



## ૩૨.

મને આવાદે, મને આવાદે,
તારા વધસ્તંભ પાસે;
મને આવાદે, મને આવાદે,
તારી પાસે ઓ સ્વામી.

## ૩૩.

તારા જેવો હું થાઉં,
તારા જેવો હું થાઉં,
તારી પ્રીતમાં અપાર, ઓ પ્રિય તારનાર;
તારા જેવો હું થાઉં.

## ૩૪.

ઓ પૂરી સફાઈ,
ઓ પૂરી સફાઈ,
મને ઈશુ આપે છે.
ઓ પૂરી પ્રીતિ,
ઓ પૂરી પ્રીતિ,
મને ઈશુ આપેછે.
ઓ પૂરી શાંતિ,
ઓ પૂરી શાંતિ.
મને ઈશુ આપે છે.

## ૩૫.

આખું મન સોંપું છું,
દરેક રોજ, જે જે થાય,
આખું મન સોંપું છું,
પાપીને તારવા.

## ૩૬.

મારાં પાપ કરો દુર,
મારાં પાપ કરો દુર,
હું આવું છું, નિષ્કલંક ઇશુ,
મારાં પાપ કરો દુર;
શાંતિ મને આપો,
શાંતિ મને આપો,
હું આવું છું, નિષ્કલંક ઇશુ,
શાંતિ મને આપો.

## ૩૭.

રે તે લોહી કેવું મુલવાન,
શુદ્ધ કરશે આખું હિંદુસ્થાન ;
તેથી છું ખરીદેલો,
પામું છું પાપથી છુટકો.

## ૩૮.

જય જય ઓ મશીહા,
તું પવિત્ર આત્મા મોકલ
તારી મુક્તિફોજમાં.
તું પવિત્ર આત્મા મોકલ
તારી ફોજમાં.

## ૩૯.

આત્મા રેડ, આત્મા રેડ,
મારા અંતઃકરણપર ;
જણાવીને ઇચ્છા તારી;
પ્રીતિ મારી સજીવન કર.



## ૪૦.

વધસ્તંભ ઉપર લોહી વહેવડાવ્યું,
ત્યાં થયો ઇશુ પ્રાશ્ચિત્ત ;
પણ પાછો ઊઠી, સ્વર્ગમાં ગયો ;
જ્યાં છે શાંતિ ને પૂરી પ્રીત.

## ૪૧.

હે પ્રભુ હું છું આવનાર,
આવનાર, આવનાર તારી પાસે.

## ૪૨.

મહી આવ પ્રભુ મહી આવ,
મન મારામાં તું વસ :
મહી આવ ને લોહીથી શુદ્ધ કર,
તું મારાથી ના ખસ.

## ૪૩.

લોહીથી સફાઇ છે.
લોહીથી સફાઇ છે,
દરેક પાપ કલંક થકી ;
ઇશુના લોહીથી.

## ૪૪.

તું કહે, તું કહે,
તું કહે જ્યારે હું તારી આગળ છું,
ને જે તું મને બતાવે છે,
તે પ્રમાણે હે પ્રભુ કરીશ હું.

# સ્તુતિની સભાને વાસ્તે.

## કે સર્વ લોકો દેવની સ્તુતિ ગાઓ.

---

### ૪૫.

હાલેલુયા ગાઓ,
ને બીહીક ના રાખો;
લોકોની આગળ,
પ્રગટ કરો,
હમેશાં સાક્ષી આપો,
જે જગ્યા તમે જશો,
ઇશુના લોહીથી મુક્તિ છે.

### ૪૬.

હથિઆર પહેરીને,
ચલાવો તલવાર,
વૈરીને જીતવાને,
થાઇશું સ્વાર;
ત્યારે જાણશે વૈરી, કે
અમને મળીછે મુક્તિ,
યુદ્ધ કરીશું દેવને લીધે.

### ૪૭.

રણશીંગડું જ્યારે વાગશે તૈયાર છું જવાને, જવાને;
રણશીંગડું જ્યારે વાગશે, તૈયાર છું,
દેવને મળવા હું તૈઆર છું, જવાને.
હું છું સિપાઇ દેવની સ્તુતિ,
ખ્રિસ્તને લીધે લડવાને;
હું છું સિપાઈ લોહીમાં છું શુદ્ધ;
સ્વર્ગી દેશમાં જવાને.

### ૪૮.

ભલે પધારો, ભલે પધારો;
જો મળ્યા છે ઉદ્ધાર,
મરણ નદીની પાર;
સ્વર્ગમાં ભલે પધારશો.

### ૪૯.

જય! જય! જય! જગતના તારનાર,
જય! જય! જય? મુક્તિદાતા;
જો વૈરી કરે જોર અપાર,
ઇશુ છે પાસે બાંહોમા.

### ૫૦.

આગળ ચાલીને, ઝંડા ઊડાવિએ હમે;

આગળ ચાલીને, હરખનાં ગીતો
 ગાઇએ;
આગળ ચાલીને, પાપીઓને પણ
 તારીએ;
જીત પામવાને માટે આગળ ચાલીશું.

## ૫૧.

ખરો મિત્ર મારો છે ઇશુ તારનાર,
પોતાની પ્રીતિથી નથી ખસનાર;
ને દુઃખમાં ને સુખમાં છે પ્રીતિ રા-
 ખનાર,
ઇશુ સદા કાળ મારો.

## ૫૨.

હું છું સિપાઇ, મળવું હોય તો;
મુક્તિફોજમાં મને જોશો રાતદ-
 હાડો.

## ૫૩.

મને મુકિત મળીછે,
મને મુક્તિ મળીછે,
હું જાણું છું મને ખાત્રી છે,
મને મુક્તિ મળીછે,

## ૫૪.

સુખ કોણે આપ્યું, દુખ બદલી,
રોગ આત્માનો દુર કરીને,
હા કોણે મુક્તિ આપીછે,
ઇશુએ ઇશુએ.





## ૫૫.

જ્યારે યુદ્ધ બંધ થઈ જાએ, મુગટ
 પમીશું;
જ્યારે યુદ્ધ બંધ થઇ જાએ, નવા
 યરૂસાલેમમાં.

## ૫૬.

વધસ્તંભ, વધસ્તંભ, વધસ્તંભની
 પાસે
જ્યાં ઇશુ મારૂં દુઃખ લે લીધું:
મારા અંતઃકરણમાં ઘણું સુખ આવ્યું
 છે;
હવે રાત ને દિવસ બહુ ખુશી છું.

## ૫૭.

કોણ તેના જેવો,
ઇશુ જે મુવો છે,
માહારે લીધે, તાહરે લીધે,
હા મુવો છે,
સર્વને લીધે.
કોણ તેના જેવો
ઇશુ જે મુવો છે.

## ૫૮.

ત્યાં ત્યાં તે દેશનો રેહેનાર છું ખરો,
મરણ સુધી લડીશ
ત્યારે આકાશમાં ચાલીશ,
જય જય હાલેલુયા. આમેન.

## ૫૯.

પ્રભુ પ્રોજને અશીરવાદ આપ,
ને કૃપા ને શક્તિ આપ,
પાપ ને શૈતાન જીતી લેવું હાલિલુયા.
પાપ ને શૈતાન જીતી લેવું હાલિલુયા.

## ૬૦.

હાય માહારાં થયાં બહુજ પાપ,
પણ તેના લોહીમાં બધાં હમણાં શુદ્ધ થયાં.
વધસ્થંભ પર તે મુવો મારે લીધે,
ને મુક્તિ આપી છે.

## ૬૧.

જય જય હું તૈયાર છું,
ઇશુ ખ્રીસ્તના આવવાને લીધે ;
જય જય હું તૈયાર છું,
સ્વર્ગી પ્રોજની સાથે મળવાને.

## ૬૨.

ઇશુના બરાબર કોઇ જગમાં નથી,
પ્રેમ તેનો છે પુરો ને ઘટતો નથી ;
થાય ગરમી, થાય સરદી, થાય બહુ વરસાદ,
તે સદાકાળ રહેસે પાસે દિવસરાત.

## ૬૩.

મુક્તિફોજમાં પ્રભુની મુક્તિફોજમાં,



હમે ખ્રીસ્તને લીધે લડીએ છીએ મુક્તિફોજમાં.

## ૬૪.

આગ લોહીની ધજા તળે
આગ લોહીની સજા તળે
હમે યુદ્ધ કરીને,
જીત જય પામીશું
આગ લોહીની ધજા તળે.

## ૬૫.

યુદ્ધ યુદ્ધ મરણ સુધી,
ત્યારે મુગટ પામીશું.

## ૬૬.

લડતા લડતા ચાલીએ હમે,
છે રસ્તો તંગ
છે કઠણ જંગ
પણ જીતીશું હમે.

## ૬૭.

આગળ ચાલો મુક્તિધજાની તળે,
તૈયાર થાઓ તોપ ચલાવાને ;
આગળ ચાલો હોશાણા ગાઇને,
ઇશુ સરદાર મુક્તિફોજનો છે.

## ૬૮.

મુક્તિ ફોજનો પોકાર છે, યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ.

સૈતાનની સાથે છે, યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ,
મુક્તિ છે માહારૂં ગીત, સૈતાનને લાગે
પીહીક,
મુક્તિ ફોજનો પોકાર છે, યુદ્ધ, યુદ્ધ
યુદ્ધ,
મુક્તિ ફોજનો પોકાર છે, જય જય,
જય.
ઇશુના નામથી, જય, જય, જય,
મુક્તિ છે માહારૂં ગીત, સૈતાનને લાગે
પીહીક.
મુક્તિ ફોજનો પોકાર છે, જય, જય,
જય.

## ૬૯.

સદા જંગી પોકાર છે જય, જય,
જય, જય,
સદા જંગી પોકાર છે, જય, જય,
જય.
ધજાની ઉપર લખો,
હમેશા પોકારો,
જે જગ્યા જઇએ છીએ,
જય છે ખરો.

## ૭૦.

હું છું બહુ બહુ સુખી.
મને મુક્તિ મળીછે;
શેતાન છે બહુ દુઃખી,
મને મુક્તિ મળીછે.





હાલેલુયા, હાલેલુયા, હાલેલુયા
મને મુક્તિ મળીછે.

## ૭૧.

બધા લોક સાંભળો,
હમારી સાથે આવો,
હમારા લોક છે ખુસી મુક્તિફોજમાં.
જે જે લોકો કહેછે,
ચિંતા નહીં રાખીએ,
પરમેશ્વર મુગટ આપશે સ્વર્ગી દેશમાં.

## ૭૨.

મુક્તિ મળી, મુક્તિ મળી એ મશી,
તારા રક્તથી શુદ્ધ થઇને, મને મુક્તિ
મળીછે.

## ૭૩.

કેવી સભા ત્યાં થશે જ્યારે ઇશુ
બોલાવે,
ત્યારે મળીશું હમે તેની પાશે.
મુક્તિફોજ પણ ત્યાં જશે.

## ૭૪.

હું સૈતાનનો વેરી છું,
હું છું મુક્તિનો સિપાઇ. હાલેલુયા.
છું શત્રુ તેનો તે મારે,
હું છું મુક્તિનો સિપાઇ, હાલેલુયા,
તેના હાથમાંથી હું છુટેલો,
તે ફસાવે પણ ન જાઉં.

## ૭૫.

મારા મનમાં મારા મનમાં,
મારા મનમાં છે પૂર્ણ સુખ,
જ્યારથી મને મુક્તિ મળી,
ત્યારથી મટ્યું બધું દુઃખ.

## ૭૬.

મિત્ર મારી પાસે છે બીહોમાં,
તે સદા પાસે છે સિપાઇઓ બીહોમાં.
મિત્ર મારી પાસે છે બીહોમાં
તે સદા પાસે છે બીહોમાં.

## ૭૭.

મુક્તિ ધજાની તળે આકાશ સુધી
હું જાઉં;
મુક્તિ ધજાની તળે મોત સુધી
જાઉં છું.
મુક્તિ ધજાની તળે હું મુક્તિને
સંભળાવું.
મને મુક્તિ મળીછે હું સર્વદા પોકારૂંછું.

## ૭૮.

બળવાન છે મુક્તિદાતા,
છે શક્તિવાન ઇશુ.
બળવાન છે ઇશુ રાજા,
મને જય પમાડેછે.



## ૭૯.

કેમ તૈયાર છો ? હા તૈયાર છું
આ જગતથી જવાને.

## ૮૦.

ઇશુ છે મારો, હા તે છે મારો!
ઇશુ છે મારો, હા તે છે મારો!
આ વાતથી કેટલો છે આનંદ
કે ઇશુ મારો છે!

## ૮૧.

મારો વહાલો, મારો વીર,
મારો વહાલો, છે મસીહ,
મારો વહાલો, હાલિલુયા,
મારો વહાલો, છે મસીહ;
મારો વહાલો તારણહારો,
મારો વહાલો છે મસીહ.

## ૮૨.

મન મારૂં છે બરફથી સાફ,
ને તેમાં ઇશુ છે વસનાર;
સર્વ પાપ મારાં થયાં છે માફ,
ને મરવાને હું છું તૈયાર.



# ગીતોનું સાંકળિયું.

## ગીતોનું સાંકળિયું.



---


BOMBAY: PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.

# મુક્તિકોષ.

## લોહી તથા આગ.

### જાહેરખબર.

જો કોઈ માણસને પાપની માફી પામવાની ઈચ્છા હોય તો તેણે જગતના તારનાર ઈશુ ખ્રીસ્તની પાસે આવવું ને પોતાના પાપનો પસ્તાવો કરવો ને પોતાનું આખું તન તથા મન, સઘળું ઈશુ ખ્રીસ્તને સોંપી દેવું જોઈએ ને મુક્તિદાન પામી લેવું. દરેક માણસને મુક્તિ પામવી જોઈએ. મુક્તિ વગર કોઈ દેવની પાસે જઈ શકતું નથી.

"હમણાંજ મુક્તિનો દિવસ છે." "કાળનો વાયદો ના રાખો."

"પાપી ફરી મરશો કેમ
ઈશુ ત્રાતા પુછે છે એમ."